॥ ॐ तत्सत्परमात्मने नमः ॥

# नाचिकेताकुसुमगुच्छ

એટલે

# श्रीकाठकोपनिषद्नी गुजरातीमां सुंदर આખ્યાયિકા.

લખનાર


વિશ્વનાથ સદારામ પાઠક.

પંચદશીનું ભાષાંતર કરનાર.


उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत.

'ઊઠો, જાગો, પામીને આચાર્યથી જાણો.'


પ્રથમાવૃત્તિ.





સંવત ૧૯૬૪. ઈ. સ. ૧૯૦૮.

મૂલ્ય ૮ આના.

# નિવેદન.

આખું વિશ્વ શ્રીગુરુશિષ્યના દેખીતા દ્વંદ્વથી પ્રતિ-ષ્ઠિત છે. પિતાપુત્ર, પતિપત્ની, માદીકરી, સેવ્યસેવક, રાજાપ્રજા, શેઠચાકર, ભોક્તાભોજ્ય, આધારાધેય, ઇત્યાદિ સર્વ દ્વંદ્વો શ્રીગુરુશિષ્યનાંજ પ્રતિપાદકો છે. મહાત્મા નચિકેતા, ભગવાન્ વૈવસ્વતરૂપ શ્રીસદ્‌ગુરુને પામ્યો છે. લખનારે ખરા ભાવથી શ્રીનચિકેતાના સ્વરૂપની માનસિક કલ્પની પહેરી છે, એટલે તે પોતાના સર્વમય અનાથગુરુપદાંબુજમાં આ સામગ્રી સાથે સમર્પાય છે.

વિશ્વનાથ સદારામ પાઠક.
શ્રીગુરુપદાંબુજ ભ્રમર.

---

# પ્રસ્તાવના.

ઉપનિષદોના અભ્યાસમાં કઠોપનિષદ્ વંચાયું ત્યારે તેની આખ્યાયિકા મને બહુ સારી લાગી. એ છે પણ સારી. તે વખતે એટલે લગભગ ૧૪ વરસ પહેલાં તેનું ભાષાંતર લખાયું છે. જો કે એને છપાવવાનો સમય તેજ હતો પણ તે વેળા હું પંચદશીનું ભાષાંતર કરવામાં અને તેને છપાવવામાં રોકાયો, એટલે આનું ભાષાંતર છપાતું અટકી પડ્યું. પંચદશી બહાર પડ્યા પછી મેં આ કામને હાથમાં લીધું. મૂળના ભાષાંતરમાં ફેર કરી આ આખ્યાયિકાને કોઈ સુંદર ઢબમાં મૂકી એક નવલકથાના રૂપમાં ગોઠવવી મને ઠીક લાગી; અને ઇશ્વરકૃપાથી તેમ થયું. છપાવવામાં કેટલીક મુસ્કેલીઓ નડી. લોહાણાશુભેચ્છકના ચોપાનીયામાં તેનો થોડો ભાગ છપાયો. વાંચનારાઓને તે પસંદ પડ્યો અને કેટલાક મિત્રો તરફથી તેનું સ્વતંત્ર પુસ્તક બહાર પાડવાની માગણીઓ થઇ; જેથી હાલ તે પોતાની આ સ્થિતિમાં વાચકોની નજર આગળ આવેછે.

ભગવાન્ શંકરાચાર્યે દશોપનિષદ્ ઉપર ભાષ્ય લખ્યું છે તેમાં કાઠકોપનિષદ્ છે. અર્થાત્ ઉપનિષદોમાં તે પ્રધાનપદ ભોગવેછે. આમાં યમ અને નચિકેતાનો સંવાદ છે. મહાભારતના અનુશાસન પર્વમાં આ આખ્યાયિકાને કાંઇ જૂદું રૂપ આપી દાનપ્રશંસામાં લીધેલી છે. શ્રીમદ્ભગવદ્ગીતામાં આમાંનાં કેટલાંક મંત્રો અને વાકયો મૂળરૂપે અને કેટલાંક અર્થરૂપે લેવાયલાં છે. આ આખ્યાયિકા આત્મબોધ સ્પષ્ટ કરી કૃતાર્થ થાય છે, તથાપિ તેમાં અવાંતર બોધ ઘણો છે. દાનનો મહિમા તેમાં પ્રથમથી જ કહેવાય છે. પિતૃભક્તિ, શિષ્યની યોગ્યતા, પુત્રપ્રેમ, સત્યાવલંબન, તપમહિમા, ક્રોધનું પરિણામ, અતિથિમહાત્મ્ય, અતિથિસત્કાર, ગુરુભક્તિ, ગુરુશિષ્યપ્રેમ, એ વગેરે વ્યવહારને અતિ ઉપયોગી બાબતો આમાં બહુ જ સુંદર રીતે દેખાય છે. કર્મ, ઉપાસના ને જ્ઞાન એમ ત્રણ ધર્મના કાંડો છે. આમાં તે ત્રણેને યોગ્ય અવકાશ મળેલો છે. જ્ઞાનનો અધિકારનિર્ણય

આમાં બહુ સારી રીતે બતાવાએલો છે. સગુણનિર્ગુણ ઉપાસના પણ સ્પષ્ટ કહેવાએલી છે. વળી આત્માનું સ્વરૂપ, તેનો બોધ, તેમાં થતા પ્રતિબંધો અને તે ટાળવાના ઉપાય, વગેરે ઘણી ઉત્તમ બાબતો આમાં ઘણી સારી રીતે કહેવાએલી છે.

ભાષાંતરનો ક્રમ કાંઇ જૂદો જ યોજ્યો છે. મૂળની આખ્યાયિકાને તેની સુંદર ઢબમાં અને યથાર્થ ક્રમમાં રાખવાનો તથા તેને રસિક બનાવવાનો ઉદ્દેશ રાખ્યો છે. આમ છતાં પણ ભગવતી શ્રુતિના અર્થને તેના મૂળ સ્વરૂપમાંજ બનતાં લગી રાખ્યો છે, અને છાપવામાં તે બ્લેક અક્ષરથી બતાવ્યો છે. શ્રુતિના અર્થોનું સ્ફોટન **ભગવાન્ શંકરાચાર્યના** ભાષ્યને તથા તે ઉપરની **શ્રીઆનંદગીરી** તથા ગોપાલયતીંદ્રની ટીકાને આધારે કર્યું છે. આખ્યાયિકાને સુંદર બનાવવામાં કલ્પના કરી છે અને **શ્રીચિદ્ઘનાનંદ** સ્વામીકૃત આત્મપુરાણના ભાષાંતરની મદદ લીધી છે. આ રીતે તેને નવલકથાનું રૂપ આપ્યું છે. આમ હોવાથી જ આ એક ઉપનિષદ્‌નું ભાષાંતર છતાં તેને **'નચિકેતાકુસુમગુચ્છ'** એ નામ આપવામાં આવ્યું છે.

કાઠકોપનિષદ્ અથવા જે કઠવલ્લી કહેવાય છે, તેમાં બે અધ્યાય છે, અને દરેક અધ્યાયમાં ત્રણ ત્રણ વલ્લી છે. અધ્યાયને ઠેકાણે અહીં ગુચ્છ અને વલ્લીને ઠેકાણે પુષ્પની યોજના કરી છે.

શ્રુતિ ભગવતીના અર્થને બ્લેક અક્ષરથી છૂટો પાડી તેના ઉપર અંક ચિન્હ આપી નીચે ફુટનોટમાં તે કઇ શ્રુતિનો અર્થ છે તે બતાવ્યું છે. એકના એક પૃષ્ટમાં જો શ્રુત્યર્થ પૂરો થઇ જાય છે તો ત્યાં તે અંક આદ્યંતમાં રાખેલો છે. આખી ઉપનિષદ્‌ને તેના મૂળરૂપમાં છાપી પાછળ બાંધી તેના પાઠ કરનારને સરલતા કરી આપી છે. તેના અંકો આખ્યાયિકાના અંકો સાથે મેળવવાને પણ અભ્યાસીને વધારે અનુકૂળતા મળશે. કોઇ જગ્યાએ વાર્ત્તાની અનુકૂળતા માટે શ્રુત્યર્થનો ક્રમ ફેરવ્યો છે, તથા ગુજરાતી ભાષાને બંધ બેસતું થવા કયાંક અર્થને પણ ફેરવ્યો છે અને તે જગ્યાએ ફુટનોટમાં તેમ બતાવ્યું છે.

આખ્યાયિકાનો મુખ્ય વિષય આત્માનો બોધ કરવાનો છે.

વિષય મહાન્ છે એટલે તેની ભાષા પણ ગંભીર અને મહાન્ છે. કેટલેક ઠેકાણે કઠણ શબ્દના અર્થ આપ્યા છે તથાપિ કોઇ શબ્દોનો ખુલાસો રહી પણ ગયો છે એમ બીજા વાચકો તરફથી સૂચના થઇ છે, પરંતુ તે બહુ જુજ હોવાથી પરિશિષ્ટ કે શબ્દકોષ આપવાનું મોકુફ કર્યું છે. એવા શબ્દો અભ્યાસી વાચક સમજી લેશે.

પ્રુફો જોવામાં કાળજી બહુ રાખી છે છતાં પણ તે જોવા વખતે, તેનો વિષય ચિત્તાકર્ષક હોવાથી તેના અર્થમાં ચિત્ત તણાઇ જતાં, કેવળ શબ્દનિરીક્ષણ સચવાઇ શક્યું નથી; એટલે થોડી ભૂલો રહી ગઇ છે. શુદ્ધિપત્રકદ્વારા તે સુધારી વિવેકી વાચક નિભાવી લેશે એમ વિનંતિ છે. મારા કેટલાક મિત્રોએ મને પ્રુફ જોવામાં મદદ કરી છે તેમનો ઉપકાર માનું છું. જે જે ગ્રંથોની મેં મદદ લીધી છે તેમના કર્ત્તાનો પણ હું આભારી થયો છું.

આ પુસ્તકના સંબંધમાં મારા ઉપર સૌથી વધારે ઉપકાર વિદ્યાવિલાસી સદા રા. રા. **પ્રભાશંકરભાઈ વિ. દલપતરામભાઇ** પટણી, ભાવનગર સંસ્થાનના દિવાન સાહેબ બહાદૂરે કર્યો છે. આની હજાર કોપી તેઓ સાહેબે પોતે મને છપાવી તૈયાર કરાવી આપી છે; આથી તેની કીમતમાં કિફાયત થઇ શકી છે તેથી મારા અને આખી ગુર્જર પ્રજાના ઉપર તેઓ સાહેબનો ઉપકાર થયો છે. તેમને પ્રભુ દીર્ઘાયુષ કરી આવા નરરત્નોનો ભરતખંડમાં વધારો કરો, એજ વિનીત હૃદયનો ઉદ્‌ગાર !

| | |
|---|---|
| શ્રીદત્તજયંતી. ૧૯૬૪. | **વિશ્વનાથ સદારામ પાઠક.** |
| ભાવનગર. | લેખક. |

# અનુક્રમણિકા.

| પૃષ્ટાંક. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩૮ | ૧૯ | એજ | ઓજ |
| ૪૧ | ૯ | સ્થલવિંસંર્જન | સ્થૂલવિસર્જન |
| ૪૩ | ૮ | વિહિંત | વિહિત |
| ૪૩ | ૧૩ | શસ્ત્રકૌશલ્યવાળા | શાસ્ત્રકૌશલ્યવાળાં. |
| ૪૪ | ૫, ૭, ૨૪ | ગૃહ | ગ્રહ |
| ૪૫ | ૧૬ | ऒष्ट्राणां | ऊष्ट्राणां |
| ૪૭ | ૧૨ | હ્મ | બ્રહ્મ |
| ૪૮ | ૨૦ | ધ્રૂવ | ધ્રુવ |
| ૫૦ | ૩ | નિરોધં | નિરોધ |
| ૫૦ | ૯ | ઓરૂપ | યોરૂપ |
| ૫૦ | ૨૬ | આકશ | આકાશ |
| ૫૧ | ૩૦ | ૩૭ | ૩૭ |
| ૫૩ | ૧૯ | શાસ્ત્રાજ્ઞા | શાસ્ત્રાજ્ઞા |
| ૫૬ | ૧૮ | ભેગવે | ભોગવે |
| ૫૭ | ૧૯ | અદ્વત | અદ્વૈત |
| ૫૯ | ૨૮ | શકા | શંકા |
| ૫૯ | ૨૯ | શ્રતિનો | શ્રુતિનો |
| ૬૪ | ૧૯ | આચ્છાદિ | આચ્છાદી |
| ૬૮ | ૧૪ | ૩ઁકાર | ૐકાર |
| ૬૮ | ૨૦ | વિવત્તલું | વિવર્ત્તલું |
| ૬૯ | ૫ | ૩ઁકાર | ૐકાર |
| ૬૯ | ૧૯ | सवान् | सर्वान् |
| ૭૦ | ૨૬ | ૈવી | દૈવી |
| ૭૦ | ૩૦ | દપ | દર્પ |
| ૭૧ | ૨૬ | જાણ | જાણ. |
| ૭૨ | ૮ | સકલ્પ | સંકલ્પ |
| ૭૨ | ૨૯ | શ્રુતિના | શ્રુતિનો |

| પૃષ્ઠાંક. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૭૪ | ૨૦ | કત્તત્વ | કર્તૃત્વ |
| ૭૪ | ૨૩ | સમાહિતચિત્ત | સમાહિત |
| ૭૬ | ૨૯ | શ્રાત્રાદિ | શ્રોત્રાદિ |
| ૮૧ | ૪ | રક્ષા | રક્ષિતા |
| ૮૧ | ૫ | રક્ષતૃત્વ | રક્ષિતૃત્વ |
| ૮૨ | ૨૪ | निर्वचनिय | निर्वचनीय |
| ૮૪ | ૩ | માગ | માર્ગ |
| ૮૭ | ૬ | गूढात्मा | गूढोत्मा |
| ૯૭ | ૧૦ | સર્વ | સર્વ |
| ૯૯ | ૭ | પવતોમાં | પર્વતોમાં |
| ૧૦૧ | ૪ | નિમત્ત | નિમિત્ત |
| ૧૦૧ | ૨૨ | સવ | સર્વ |
| ૧૦૨ | ૪ | નિસ્રંશન | વિસ્રંશન |
| ૧૦૩ | ૨૪ | સવ | સર્વ |
| ૧૧૫ | ૧૭ | અર્થાત્ | અર્થાત્ |
| ૧૧૬ | ૮ | અદ્રૂત | અદ્વૈત |
| ૧૧૬ | ૨૧ | અન્ય | અનન્ય |

॥ ॐतत्सत्परमात्मनेनमः ॥

# नचिकेताकुसुमगुच्छ.

## मंगलाचरण.[1]

शार्दूलविक्रीडितवृत्त.

श्रीकृष्णांबुज पादयुग्म स्मरीने वंदुं सदाशामने
ध्यावुं शीर्षसहस्रपत्रकमले श्रीमन्नथुरामने
श्रीवैवस्वत[2] गौतमार्भक[3] वळी श्रीशंकराचार्यने १
(श्रुत्यर्थने) गावुं गुर्जरीमां यथामति नमी विद्याप्रदाचार्यने १

---

१ आ मंगलकथन नमस्कारात्मक छे. उत्तरार्द्धनी पहेली लीटीमां वस्तु निर्देश करायो छे.

२ भगवान यमराज.

३ गौतम कुलमां उत्पन्नथएल उद्दालक ऋषि, तेनो—बालक—नचिकेता आ आख्यायिकानो नायक.

નર્મદાના પૂરપાણીને પણ તે શ્રીઋષિની આજ્ઞા લીધા વગર અંદર દાખલ થવા દેતા નથી એવો તેનો પ્રભાવ છે. તપોવનની અંદરનાં અને તેની છાયમાં આવી રહેતાં દરેક પ્રાણી નિર્ભય છે એટલું જ નહીં, પણ તેઓ પોતાનાં સહજ વૈરથી મૂકાઇ ગએલાં છે. ત્યાં મૃગપતિને મૃગની મૈત્રિ જણાયછે. નકુળ અને નાગ એક જ રાફડામાં રહેછે. કોઇપણ તરેહનો ઉત્પાત નથી. સડક બાંધ્યાવગર પણ અંદરનો રસ્તો બહુ સ્વચ્છ અને રમણીય છે. મોટાં મોટાં ઝાડની શાખાઓની ત્યાં વિશ્વકર્માએ બેઠકો બનાવી રાખી હોય, એમ જણાયછે. મોગરો, ચંબેલી જુઇ, શેવંતી, ગુલદાવદી વગેરેના છોડવાઓ ત્યાં બહુ છે, દ્રાક્ષના પણ ઘણા માંડવા છે, પણ હાલ તે સઘળા ખાલી છે. હમણા તેની નીચે કોઇ મનુષ્ય આશ્રય લેતું નથી. તપોવનનો ઘેરાવ આશરે વીશ પચીશ વીઘામાં છે, અને તેમાં જોઇતી ઝાડી છે. તોપણ તે ઉપરના પક્ષીઓ સર્વ અત્યારે શાંત થઇ બેઠેલા હોય એમ લાગેછે. કેમ જાણે તેઓ તપોવનની અંદર થએલા મંત્રધ્વનિ સાંભળી એકચિત્ત થઈ ગયા હોય એવો દેખાવ જણાયછે. બરોબર મધ્ય ભાગમાં ઋષિનો આશ્રમ છે. યથાસ્થાન તેમાં યજ્ઞકુંડો છે, કુંડોનો અગ્નિ જાણે તૃપ્ત થઇ હોમેલા પદાર્થોના રસનું આસ્વાદન લેતો હોય તેમ લાગેછે. [1]હોતા; [2]ઉદ્ગાતા, અને [3]અધ્વર્યું કર્મમુક્ત થઈ ગયા છે. તેઓની અને બધા સભ્યોની દૃષ્ટિ માત્ર યજમાનતરફ જ છે. યજમાન ઉદ્દાલકઋષિ પોતે જ છે.

**ઉદ્દાલક**ઋષિ, ઋષિસમૂહમાં બહુ પ્રતિષ્ટા પામેલા છે. એ અરુણના પુત્ર છે માટે **આરૂણિ** કહેવાયછે. તેમણે પૂર્વે અનેક યજ્ઞો કર્યા છે, અને તેમાં અતિશય અન્નદાન કરવાથી તે કાળના ઋષિમુનિઓએ તેમને [4]**વાજશ્રવસ્** એવું નામ આપ્યું છે. અથવા તો તેઓ

---

૧ યજ્ઞમાં દેવોને સ્તુતિપૂર્વક બોલાવનાર.

૨ સામના મંત્રોથી ગાનાર.

૩ આહુતિ વગેરે આપનાર.

૪ પહેલી શ્રુતિમાં જુઓ. ભગવતી શ્રુતિનો શબ્દાર્થ મોટા અક્ષરથી સર્વત્ર દર્શાવ્યો છે.

વાજશ્રવાના પુત્ર છે, તેથી પણ તે નામથી પ્રસિદ્ધ છે. એમને કોઇ ગૌતમ પણ કહેછે.

યજ્ઞવેદીના પશ્ચિમભાગ ઉપર થોડે જ છેટે દર્ભનું મોટું આસન પાથરેલું છે. તેના ઉપર પંચાંગ [1]કૃષ્ણાજીન અને તે ઉપર એક વલ્કલ પાથરી ઉદ્દાલકમુનિ બેઠેલા છે. આગળ ત્રાંબાનાં પંચપાત્ર અને [2]સ્થાલીપાત્ર પડયાં છે. ઋષિની અવસ્થા લગભગ ૯૦ વરસની થઇ ગઇ હોય એમ લાગેછે. તેમનું જટાજૂટ બાંધેલું છે. તેનો રંગ ધૂમાડાથી અને વિભૂતિથી પીળો ભૂરો લાગેછે. ઋષિનું કપાળ બહુ પહોળું, લાંબું અને તેમાં પાંચ રેખાઓ પડેલી છે. કપાળમાં જો કે વિભૂતિનું ત્રિપુંડ્ર છે તો પણ તે સ્પષ્ટ દેખાઇ આવેછે. ભમરો પણ લાંબી જ છે. આંખોના ગોલક લાંબા પણ સાંકડા છે. ઋષિની અવસ્થા જો કે વૃદ્ધ છે તોપણ આંખની ખુમારી અને તેજમાં વૃદ્ધાવસ્થા આવી નથી. તેમાં સિંદુરીયા રંગની રેખાઓ ચળકે છે. અનાયાસે તે સ્નેહાળ છે. વ્યાવહારિક પદાર્થોને જોઇ જોઇને જાણે કંટાળો કરતી હોય તેમ તે ઘણે ભાગે અર્દ્ધમિંચાએલી રહેછે. તે ક્વચિત જ નિમેષ[3] મારેછે. નાક લાંબુ પણ તેનાં ફ્રોણવાં જરા ફૂલેલાં છે. દાઢી વધેલી છે તથાપિ ગાલનો ભરાવો તો નથી જ. તેમ તે ચપટી પણ ગયા નથી. સ્વચ્છરક્તના પ્રભાવને લીધે ગાલના ગૌરવર્ણનું પ્રતિબિંબ આવવાથી દાઢીના વાળ પણ નહી શ્યામ કે નહિ શ્વેત એવા તેજદાર પિંગટવર્ણા લાગેછે. કાન બહુ મોટા અને પ્રભાવવાળા છે. તેઓ વિંધેલા છે અને તેમાં રુદ્રાક્ષ પહેરેલી છે. આખા ચહેરા કરતાં હોઠનો રંગ વધારે પ્રકાશેછે. સઘળો ચહેરો હસતો, પણ વિચારશીળ અને ગંભીર જણાયછે. તે બરાબર ગોળમટોળ તો નથી પણ કાંઇક લંબગોળ છે. [4]રેચકશ્વાસનું બળ નરમ પાડવાને માટે દાઢી ઘણીવખત ઋષિ નમાવી રાખેછે તેથી તથા દાઢીના મ્હોવાળાના ભરાવને લીધે ગળાનો ભાગ સામેથી જોના-

---

૧ ખરીઓ અને શીંગડાં સહિત કાળામૃગનું ચર્મ.

૨ તરભાણાં.

૩ યોગના દૃઢતમ અભ્યાસની એ [illegible] ાની છે.

૪ બહાર નીકળતો શ્વાસ,

રને દેખવામાં આવતો નથી; તો પણ છાતીનો વિસ્તાર, અને સ્કંધની ઉન્નતાઇ દેખાયછે તે ઉપરથી એમ તો કહી શકાય કે કાંય ઘણું બળવાન્ છે. જટાનો ભાર આશરે પાંચશેર જેટલો હશે, તોપણ કંઠના સ્નાયુને [1]જાલંધર બંધ કરતાં કાંઇ પણ શ્રમ પડતો નથી, માટે તે ઘણા બળવાન હોવા જોઇયે એમ કલ્પના કરી શકાયછે. ગળામાં રુદ્રાક્ષનો ગંઠો છે. ડાબા ખભા ઉપર વલ્કલનું ઉત્તરીય વસ્ત્ર છે. પર્વતની ભૂરી શાખાને ફાડી ગંગા, યમુના, અને સરસ્વતીના મળીજતા પ્રવાહનું સ્મરણ કરાવતું યજ્ઞોપવિત, એ વલ્કલની નીચેથી નાભી અને કટી તરફ વળી જઇ ગંગા જેમ સ્વર્ગમાં જતી હોય તેમ, અથવા પહાડને ફરીવળી તે પોતાના મૂળતરફ જતી હોય તેમ કટીની પાછળ જઇ પાછું સ્કંધમાં મળી ગયેલું છે. નાની નાની ડુંગરાની ગાળીઓને ઓળાંડી જેમ નદી જાય તેમ, વિશાળ વક્ષસ્થળમાં તે પાંસળીઓના સમુહની વચ્ચે પડેલું છે. પેટ મોટું છે, તોપણ હમેશાં તે પાંસળીઓની નીચે નીચાણપ્રદેશ જેવું લાગેછે.[2] તેમાં નાભી એક ગુહા જેવી દેખાયછે. કટીની નીચે સુંદર વલ્કલ પહેરેલું છે. ઋષિ અર્ધપદ્માસને બેઠેલા છે તોપણ જમીનથી તેમની ઉંચાઇ લગભગ ૩‍॥ ફુટ છે. આથી એમ જણાયછે કે શરીરે તે બહુ કદાવર છે. અવસ્થાથી અને કર્મથી તેઓ શાંત લાગેછે, તોપણ સભ્ય તરફ તેઓ જોયછે. કાંઇ બોલવા ધારછે. આસપાસ બધી તરફ તેમના પ્રભાવથી શાંત થઇ રહેલું લાગેછે.

શરદ્ઋતુમાં પૂર્ણ અને નિર્મળ થઇ ગયેલા સરોવરના કાંઠાઉપર જેમ હંસોનાં ટોળાં યથેચ્છ જગાએ આનંદપૂર્ણ થઇ બેઠેલાં હોયછે, તેમ પૂર્ણ થઇ ગએલા યજ્ઞના મંડપમાં ઘણા ઋષિઓ બેઠેલા છે. આ સર્વ ઋષિઓના ગૌરવર્ણ, પિંગટજટા, અને ધોળી દાઢીઓ યજ્ઞની નિર્વિઘ્ન સમાપ્તિનું બિંબ લઇ પ્રકાશેછે. આ સઘળાઓમાં પણ પાંચેક વર્ષનો એક ઋષિકુમાર છે તે જોનારમાત્રને પ્રથમ જ નજરે આવેછે,

---

૧ કંઠના આકુંચનપૂર્વક દાઢીને હૃદયસ્થાન ઉપર સ્થાપી દેવી તે. એનાથી પ્રાણનું બંધન થાયછે.

૨ ઉદ્દિયાનની સહજતા બતાવેછે, એને માટે જુઓ શ્રીયોગ કૌ. પૃ. ૨૬૬ મે.

તેનાં સર્વ અંગ પ્રસંગ [1]સૌકુમાર્ય અને [1]ચાંચલ્યનાં જાણે ક્ષેત્ર હોય તેમ લાગેછે, ઉદ્દાલકઋષિના જેવો આ કુમાર પણ ગૌરવર્ણ છે, માથાઉપર તેણે જટા રાખી છે પણ હજી તે માત્ર લટુરીઆં જ છે. મ્હોવાળા કાળા અને ચળકતા છે. આંખ, નાક અને બધો મુખનો ચ્હેરો ઉદ્દાલક ઋષિને મળતો જ છે. વિચારશીલ માણસ તો એમ જ જાણે કે આ **તેમનો પુત્ર હશે.**[2] ખરેખર એમ જ છે. તેનું નામ **નચિકેતા** છે. **નચિકેતાને** યજ્ઞોપવિતની દીક્ષા મળી ચૂકી છે, આખે શરીરે તેને વિભૂતિ છે. તેમાંથી એની ગૌરકાન્તિનો પ્રભાવ દેખાયાવગર રહેતો નથી. શરીરે કોમળ છતાં કેડે તે મુંઝનો આડબંધ રાખેછે. હાથમાં એક પલાશદંડ ને પીઠઉપર કૃષ્ણાજીન તેણે રાખ્યું છે. અવસ્થાએ તે નાનો લાગેછે, અને છે; પણ વિદ્યાભ્યાસમાં તે ઘણુ આગળ વધેલો છે. પૂર્વજન્મના અભ્યાસનું તે જાણે પ્રતિપાદન કરતો હોય, ભવિષ્યમાં મહાવિદ્યાના પ્રકાશનું જાણે તે નિમિત્ત થવાનો હોય તેમ તે શાસ્ત્રોમાં કુશળતા ધરાવેછે. બાલસૂર્ય ઉદય પામીને પણ શિરોભાગના તારાઓના પ્રકાશને જેમ ઝાંખો પાડી દેછે, તેમ આ ઋષિકુમાર પોતાની બાલ્યાવસ્થામાં પણ મહાપંડિતોનાં માનને ઝાંખાં કરી નાંખેછે. પોતાના પિતાને તે અતિ પ્રિય છે, સર્વ વાતે તે યોગ્ય છે, અને સર્વ સદ્ગુણોનો પ્રવાહ જાણે તેના તરફ આવી મળતો હોય તેમ તેના મુખની ગંભીરતા બતાવેછે.

ઉદ્દાલક ઋષિ યજ્ઞની સમાપ્તિ કરી, નોતરેલા ઋષિમુનિઓને દાન આપવા માંડેછે. ઋષિઓની ધનસંપત્તિ તે કાળે બહુધા ગાયો હતી. ઉદ્દાલકઋષિની પાસે ગાયો ઘણી છે, પોતે પોતાના **ઘણા ધનને** આરંભેલા વિશ્વજીત્ નામના યજ્ઞમાં **દાનઅર્થે આપી દેવાનું ઈચ્છ્યું છે,**[3] એટલા માટે ઘણી ગાયો યજ્ઞવેદીની પાસે ઉભી રાખવામાં આવી છે. કેટલીક ગાયો પુષ્ટ અને બળવાન્ છે, કેટલીએક તરતની વિઆએલી,

---

૧ કોમળતા અને ચંચળતા.

૨ વાક્યની સરલતા માટે અર્થ જરા ફેરવ્યો છે.

૩ સરલતાને માટે જરા અર્થ ફેરવ્યો છે. ૧ લી શ્રુતિનો અર્થ અહીં પુરો થાયછે.

કોઈ વાછડાવાળી, ને કોઇ વાછડીવાળી છે. કોઇ [1]પારેઠ પણ છે. કોઇ વિઆવાને તૈયાર થએલી અને કોઈ [2]વોડકીઓ પણ છે. આવી ઉત્તમ ગાયોનું દાન યથાવિધિ પ્રમાણે એક પછી એક થવા લાગ્યું. દાન લેનારાઓની મુખમુદ્રા ઉપર પ્રસન્નતા જણાવા લાગી.[3]

વિશ્વજીત્ યાગમાં સર્વ ધનનું દાન અપાવાના નિયમ પ્રમાણે ઉત્તમ અને મધ્યમ પ્રતિની ગાયો પતી રહી એટલે કનિષ્ટપ્રતિની ગાયો દાનનિમિત્તે અપાવા માંડી. આ ગાયોમાંની જો કે કેટલીએક શરીરે બહુ રૂષ્ટપુષ્ટ અને તેજદાર હતી; તો પણ તેઓ [4]વરોલ હતી. કેટ-લીએક અતિ વૃદ્ધ અને [5]**અન્નજલ ભક્ષણ કરવામાં અસમર્થ** ખાઇ પી ઉતરેલી **હતી. ગર્ભધારણ કરી વિઆઇ દૂધ દેવા તે અયોગ્ય જ હતી?** વળી કોઇ **નિરિન્દ્રિયા** પણ હતી.

દાન દેતી વખતે **ન**ચિકેતા પિતાની પાસે જ બેઠેલો હતો. શાસ્ત્ર-ધર્મના રહસ્ય જાણનાર તે [6]**ન**ચિકેતા **કુમારને દક્ષિણામાં** અણા-એલી ગાયોવડે, આવું અનર્થદાન અપાતું હતું તે જોઈ ચિંતા ઉત્પન્ન થઈ—**શ્રદ્ધા ઉત્પન્ન થઈ.** જેને દાન આપવું તેને તે દાનથી સુખ થાય એવો દાન કરવાનો સર્વથા હેતુ છે. અનુપયોગી ગાયોનું દાન, દાન લેનારને સુખરૂપ નથી, પણ દુઃખરૂપ છે. આ લોકમાં કોઇ મા-ણુસ બીજાના દુઃખનુ નિમિત્ત થાયછે તેને [7]ઇહિામુત્ર દુઃખ જ મળેછે. આવા નિયમથી મારા પિતા પણ દુઃખ મેળવવાને જ યોગ્ય છે. એમ **તે માનવા લાગ્યો.** અરે! શાસ્ત્ર કહેછે કે બ્રાહ્મણોને દુઃખ કરનાર— **અયોગ્ય દાન આપનાર** માણસ [8]**આનંદથી રહિત પ્રસિદ્ધ**

---

૧ લાંબા વખતથી વિઆએલી.
૨ જેને ગર્ભ રહ્યો નથી એવી મોટી વાછડીઓ.
૩ અહિં સુધીમાં પહેલી શ્રુતિનો અર્થ પૂરો થયો છે.
૪ વંધ્યા ગાયો.
૫ અત્ર ૩ જી શ્રુતિના પૂર્વાર્દ્ધનો અર્થ સરલતા માટે લીધો છે.
૬ બીજી શ્રુતિ.
૭ આ લોક અને પરલોકમાં.
૮ ત્રીજીનો ઉત્તરાર્દ્ધ.

**દુઃખરૂપ અને ભય આપનાર લોકને પામેછે.** પિતા મ્હારા તરફ અતિ પુત્રસ્નેહ ધરાવેછે. કદાચને મારે માટે અતિ ઉત્તમ ગોરૂપધન સંઘરી રાખવા તેઓ શ્રીએ ઇચ્છ્યું હોય તો પણ તેમની એ ઇચ્છા સુખરૂપ નથી. ખરૂં ધન તો તે જ છે કે જેનાથી સુખ થાય. પુરૂષના ધનતરીકે સ્ત્રી, પુત્ર, સુવર્ણ, ગાયો, ઇત્યાદિ છે. એ સર્વધનથી પુરૂષને સુખ થવું જોઇએ. જો સુખ થાય તો તે ધન છે, નહિતો તે કેવળ બંધનરૂપ છે. મ્હારા જેવો પુત્ર જે પિતાને છે, તે પિતાને જો સુખ ન થાય, તો તે નિરર્થક છે. પું નામના નરકથી પિતાનું રક્ષણ કરેછે માટે જ પુત્ર કહેવાયછે. પિતા મારા સ્નેહને વશ થઈ અયોગ્ય દાનમાં પ્રવૃત્ત થયા હોય, તો પિતાને નરકપ્રાપ્તિ થતી અટકાવવાને માટે મારે મારા શરીરનું દાન શા માટે ન કરાવવું ? કરાવવું જ જોઇએ.

### ગીતિ.

પિતાતણું દુઃખ હરવા, તર્જે દે, તનુ તે જ પુત્ર કહેવાય :
નહિ તો દુર્મતિ તન તે, મલ-મૂત્ર-સમાન : પુત્ર, ન ગણાય !

આવું છે માટે મારે મારૂં દાન કરાવવાની પિતા પાસે પ્રાર્થના કરવી જોઇએ. મારી આવી પ્રાર્થનાથી કદાચ પિતાને એમ સમજાશે કે **ન**ચિકેતાને માટે ફિકર કરી ગોધન સાચવવાની જરૂર નથી. અથવા એમ નહિ જાણે તો તેઓ મને મારી માગણીનું કારણ પૂછશે, એટલે હું જ તેમને તે કહીશ. આવો વિચાર કરી, પોતાની સર્વ સામગ્રી સહિત ઉભો થઇ હાથ જોડી [1]તે **પિતાપ્રતિ સ્પષ્ટ બોલ્યો, કે હે પિતાજી!** જેવી રીતે અતિ ઉત્તમ ગાયો આપનું ધન છે, તેવી રીતે હું પણ આપનું પુત્રરૂપી ધન છું તો આપ **મારૂં દાન કયા ઋત્વિગ્ બ્રાહ્મણને આપશો?** આ પ્રમાણે **બે ત્રણ વખત** પિતા તરફ **તેણે પ્રાર્થના કરી.**

જગતની રચનાનું ઉદ્ભવન [2]બિંબપ્રતિબિંબન્યાયથી થએછે,

---

૧ અંહિંથી ચોથી શ્રુતિ પ્રારંભાયછે.

૨ બ્રહ્મ જે મૂળ બિંબરૂપ છે તે જ પ્રતિબિંબરૂપ ભાસેછે. વસ્તુતઃ એ એક જ છે પરંતુ ઉપાધિથી ભિન્ન ભિન્ન નામ રૂપે ભાસેછે. આને બિંબપ્રતિબિંબન્યાય કહેછે. એ જ પ્રમાણે દેખાતા સર્વ જગતની યોજના સમજી લેવી.

બિંબ ગમે તે એક સ્વરૂપનું હોયછે, તથાપિ પ્રતિબિંબ તેની ઉપાધિને લઇને બિંબથી વિલક્ષણ પડવાનો સંભવ છે. બ્રહ્મ જે અલૌકિક સ્વરૂપે છે તેમાં ઉપાધિવશાત્ આ સર્વલૌકિકસ્વરૂપની પ્રતીતિ થાયછે. આખા સમષ્ટિ [1]સ્વરૂપમાં આવું છે, તેમ જ [2]વ્યષ્ટિ સ્વરૂપમાં પણ એમ થવું સંભવેછે. બ્રહ્મની [3]અઘટિતઘટનાને ઘટાવનારી મહામાયામાં જેમ યથાકાળે જોઇએ એવું જગત્ ભાસેછે, તેમ એક જીવની બંધરૂપ ઉપાધિમાં પણ નહિ ધારેલાં સ્વરૂપો યથાકાળે નીકળી આવેછે. આ ઉપાધિને અવિદ્યા કહો કે ચિત્ત કહો. ઇશ્વરની મહામાયામાંનું કોઇ પણ સ્ફુરણ કોઇ પણ બાહ્યેન્દ્રિયો [4]દ્વારા જ્યારે ચિત્તમાં આવેછે ત્યારે તેમાં નહિ ધારેલું સ્વરૂપ ખડું થાયછે. ચિત્તનો આવો વિલક્ષણધર્મ [5]બાહ્યેન્દ્રિયોદ્વારા સ્પષ્ટ પણ થાયછે. જ્યાં જ્યાં આપણને તેનાં કારણો સમજી શકાય છે ત્યાં ત્યાં તે જાણી આપણે સંતોષીએ કે વિરામ પામીએછીએ, પણ જ્યાં તે નથી જણાતાં ત્યાં આપણે અજ્ઞાનનું જ શરણ લેવું પડેછે. અનુભવથી જાણવામાં આવ્યું છે કે ચિત્તની પરવશતાને લીધે જે બાલકના કાલા બોલથી આપણને આનંદ સ્ફુરતો હતો તે જ બાળકના તેવા બોલથી આપણે કંટાળીએછીએ. સમયવગરનું જ્ઞાન પણ કેટલીક વખત વ્યવહારમાં દુઃખનું કારણ જણાયછે. વર્ણવિકૃતિ જેમ હાસ્યનું કે અદ્ભૂતતાનું કારણ થઇ પડેછે, તેમ અવસ્થા વગરનું ધર્મજ્ઞત્વ પણ તિરસ્કાર અને દુઃખનું કારણ થઇ પડેછે. નચિકેતાનું [6]ધર્મસૌષ્ઠવ તેના પ્રારબ્ધવશાત્ પિતા ઉદ્દાલકને તિરસ્કરણીય લાગ્યું. તેમણે મનમાં વિચાર્યું કે આ ભરી સભામાં આટલો પાંચ વરસનો બાળક મારા સ્નેહનો અનાદર કરેછે, પોતાના ધર્મજ્ઞાનની શેખી કરેછે. આહા!! શી અંતઃકરણની ખુબી !!!

---

૧ યાવત્ પદાર્થમાત્રના સમૂહથી જે એક સ્વરૂપ થાય તે.

૨ પ્રત્યેક જીવરૂપ—નામરૂપ તે.

૩ ન ઘટી શકે તેવી રચના.

૪ મન સિવાયની બધી ઇન્દ્રિઓ.

૫ અત્ર કર્મેન્દ્રિયો સમજવી.

૬ ધર્મનું બહુ ઉત્તમ પ્રકારનું જ્ઞાન.

### દોહરો.

ઉક્તિ બીજું પદ–ચિંતે, પદ જ પદ અનુસાર :
પડાવી લે પદ પાધરું, બીજાનો અધિકાર.

"મારૂં દાન તમે ક્યા ઋત્વિગ્બ્રાહ્મણને કરશો" આવું નિર્દોષ વાક્ય **નચિકેતાના** મુખથી બે ત્રણવાર સાંભળી ઉદ્દાલકે ક્રોધવશ થઇ **નચિકેતાને કહ્યું કે, હું તારૂં દાન મૃત્યુ–યમ રાજાને આપું છું.**[1]

**નચિકેતાની** ગૌરવભરી વાણીએ પિતાના કર્ણવિવરમાં પ્રવેશ કર્યો. શ્વાસના ધક્કાની સાથે તે અંતઃકરણમાં ગઈ, ત્યાં જઇ તેણે અણધારી વિકૃતિ પેદા કરી. ચિત્તનું પરિણામ ફર્યું. રસાયનિક સંયોગ કાંઈ તરેહવાર થયો. નીકળતા ઉચ્છ્વાસની સાથે તે ફેલાયો. વાણી ઇન્દ્રિયની સાથે તે જોડાયો. તેણે [2]અષ્ટસ્થાની વાણીને ઉશ્કેરી. જ્વાળામુખી ફાટવાના પૂર્વરૂપની પેઠે એ રસાયનિક સંયોગે ઉદ્દાલકઋષિના કર્ણ અને આંખોને તપાવ્યાં, નાસિકાને ફૂલાવી, અને ભ્રકુટિને કાંઇક ઉન્નત કરી. તરત જ મુખવિવરમાંથી રાખના ને ધુમાડાના ગોટાને નીકળવાના મિશથી હોઠને કંપાવી "તારૂં દાન હું યમરાજને આપુંછું" એવા ત્રાસદાયક અવાજની સાથે તે બહાર આવ્યો. બહાર આવીને પણ તેણે તેનો પ્રભાવ ભજવ્યો. એક **નચિકેતા** સિવાય સર્વ સભાસદોનાં મ્હોં ઉપર તેણે વિભૂતિ ફેરવી નિસ્તેજ કર્યાં. ગાયો સર્વ શ્વાસ લેતી અને વાગોળતી અટકી ગઈ. તેણે જાણે બધાંને ત્રાસમાં નાંખી દીધાં. સારે ભાગ્યે આ રસાયનિક ચમત્કારે મધ્યાહ્નકાળનાં સૂર્યકિરણ, પાછાં વળી સૂર્યમાં આ જગત્ રચનાનું ચિત્ર લઇ જતાં હતાં, તેની સાથે ગમન કર્યું અને ત્યાંથી તે યમ સદનમાં યમને નિમંત્રણરૂપે પહોંચી ગયો.

---

૧. ચોથી શ્રુતિ આંહીં પૂરી થઇ.

૨. अष्टौ स्थानानि वर्णानामुरः कंठः शिरस्तथा ।
जिव्हामूलं च दंताश्च नासिकोष्ठौ च तालु च ॥

ઉર, કંઠ, શિર, જિહ્વામૂળ, દંત, નાસિકા, હોઠ, અને તાળુ, એ આઠ સ્થાનોથી અક્ષરોનાં ઉચ્ચારણ થઈ, તેથી શબ્દ અને વાક્ય રૂપ વાણી બનેછે ; માટે વાણી આઠ સ્થાનથી ઉત્પન્ન થઇ એમ કહેવાયછે.

વિજળીના ઝબકારા અને આંચકાની પેઠે આ બનાવ એક ક્ષણમાં બની ગયો. બંદુકમાંથી ગોળી નીકળી અવાજ થઈ ગયા પછી જેમ બંદુક કંપેછે, તેમ ઉદ્દાલકનું શરીર કંપતું હતું. ભગવાન્ ઉદ્દાલકને પોતાના સ્વરૂપનું તરત જ ભાન આવ્યું. સર્વ સભાસદો અંજાઈ ગયેલા મટયા. ધીર **નચિકેતા**એ હાથ જોડી **भवतु** કહી, પિતાની વાણીને વધાવી લીધી. તરત પોતે મનમાં વિચારવા લાગ્યો કે:—જે **નચિકે**તાપુત્રના ભવિષ્ય સુખની લાગણીથી પિતા ઉદ્દાલક સદા સત્કર્મમાં ઉદ્યુક્ત હતા તે પિતા, **નચિકેતા**ને હાલ મૃત્યુવશ કરવા ધારેછે. એ વાત તેમને બહુ દુઃખદ છે, એમ હું માનુંછું. પિતાજી સર્વશાસ્ત્ર જાણનાર છે, છતાં તેમણે પુત્રમરણ ઇચ્છિયું છે એ મને બહુ આશ્ચર્ય લાગેછે. આ વાતમાં મને કાંઈ હાનિ તો લાગતી જ નથી. મારે તો જ્યારે ત્યારે પણ મૃત્યુવશ થવું જ છે; માટે આવા અવશ્યભાવિ અર્થમાં હું પિતાની આજ્ઞા પ્રમાણે વરતું, તો મારાજેવો ભાગ્યશાળી બીજો કોણ ગણાય? પણ મને ફિકર થાયછે કે પુત્રસ્નેહને લઇને પિતાજી પોતાના સાહસનો પસ્તાવો કરી દુઃખ ધરશે. એ દુઃખ, સ્નેહવશ થયેલા મને કદાચ બાંધે, અને તેથી હું યમલોકમાં ન જાઉં; અગર તો અશ્રદ્ધાથી જાઉં, તો પછી હું અધમભાવ પામું.

**उत्तमश्चिंतितं कुर्यात् प्रोक्तकारी तु मध्यमः ।**
**अधमोऽश्रद्धया कुर्यादकर्त्तोच्चारितं पितुः ॥**

"જે પુત્ર અથવા શિષ્ય, પિતા અથવા ગુરૂનું ચિંતવેલું કાર્ય કરેછે તે ઉત્તમ છે; કહેલું કરેછે તે મધ્યમ છે; અશ્રદ્ધાપૂર્વક કરેછે તે અધમ છે અને પિતાનું કહેલું નહિ કરનાર તેની વિષ્ટા છે" પિતાજીના [1]**બહુ શિષ્યપુત્રોમાં હું નચિકેતા અધમભાવને ન પામું એ જ મારૂં કર્ત્તવ્ય છે.** અર્થાત્ ગમે તેમ થાઓ પણ હવે તો મારે પિતાના વચન પ્રમાણે યમલોકમાં જવું જ જોઇએ. **મારૂં યમને દાન આપીને પિતાજી યમનું શું કાર્ય કરવાના** છે તે જો કે હું સમજી શકતો નથી. તો પણ મારી ઉત્તમતા કે મધ્યમતા, પિતાજીનું વચન સિદ્ધ કરવામાં જ છે.

---

૧ અહિંથી પાંચમી શ્રુતિ પ્રારંભાય છે.

નેત્ર, નાસિકા, કર્ણ; અને વાણીદ્વારા ઉદ્દાલક મુનિનો ક્રોધ યમસદનમાં પહોંચી ગયો. પિશાચમુક્ત શરીર જેમ અશક્ત થઈ જાયછે, તેમ ઋષિ અશક્ત થઈ ગયા, "યમને તારૂં દાન આપુંછું" એવું વાક્ય બોલાઈ તો ગયું; પણ તેને અટકાવવાને કે પાછું ખેંચી લેવાને ઋષિનું પરમતપ પણ સમર્થ થયું નહિ. આહા! ક્રોધથી તપની અલૌકિક શક્તિ પણ કેવી દબાઈ કે હણાઈ જાયછે? ક્રોધ જ અનર્થનું કારણ છે. ઋષિનાં જ્ઞાનચક્ષુ ઊઘડયાં. તે શાસ્ત્રરહસ્યને જોવા લાગ્યાં. આથી નચિકેતાના ધૈર્યમાં અને શક્તિમાં કંઇ જૂદી જ તરેહનો ઉમેરો થયો. પુત્રસ્નેહથી, પસ્તાવાથી, અને પોતાની નબળાઇથી ઉઠેલા શરીરના અને મનના દાહને ચર્મચક્ષુ અશ્રુથી બૂઝાવા લાગ્યાં, અને વિવેકબુદ્ધિ સુવિચારથી બૂઝવવા લાગી. હવે મારૂં શું કર્તવ્ય છે તે તે વિચારવા લાગી. આ વિચારોના પ્રવાહ, ઉદ્દાલક મુનિના ઉચ્છ્વાસવાટે અને દ્રષ્ટિકિરણ વાટે બહાર આવ્યા. પૂર્વજન્મથી સંસ્કારી નચિકેતાનાં ચક્ષુઓ પિતાના ચક્ષુકિરણ સાથે તારામૈત્રિ કરવા લાગ્યાં, અને નાસિકા પિતાના ઉચ્છ્વાસનું પાન કરવા [1]લાગી. ઉત્તમ ભાવવાળો નચિકેતા પિતાના વિચારને તરત જાણી જઇ આ પ્રમાણે બોલ્યો.

તીર્થરૂપ પિતાજી? [2]**આપ આપની પૂર્વાવસ્થાને જુઓ.** જન્મથી આરંભી અત્યારસુધીમાં આપે કોઇ કાળે મિથ્યા વચન કહ્યું નથી. આપના પિતા અને પિતામહાદિઓએ પણ કોઈ કાળે મિથ્યાવચન કહ્યું નથી. તમારા જેવા **બીજા ઋષિકુળ તરફ પણ જુઓ.** દધ્યઙ્-આથર્વણ નામના ઋષિએ વચનની ખાતર પોતાનો શિરચ્છેદ કરાવીને પણ અશ્વિનીકુમારને બ્રહ્મવિદ્યા આપી. કેટલાક ક્ષત્રિયવીરોએ પણ પોતાના વચનની સત્યતા એમ જ સ્થાપી છે. બ્રાહ્મણવેશવાળા ઈંદ્રને આપેલા વચન ઉપરથી કરણરાજાએ પોતાના શરીરની ચામડી ઉતારી આપી. હરિશ્ચંદ્રે સત્યવચનની ખાતર રાજ્ય, સ્ત્રી, પુત્ર, અને સર્વસ્વ આપી દઈ પોતે દાસત્વ સ્વીકાર્યું. એવા અનેક મહાપુરૂષોએ પોતાનાં વચન પાળ્યાં છે. જેણે વચન ખોયું તેણે સર્વ ખોયું છે. અને

---

૧ અત્ર પિતાના પ્રાણનો નચિકેતાના પ્રાણસાથે વિનિમય થતાં પિતાની અથવટ નચિકેતા જાણી ગયો છે એમ સમજવાનું છે.

૨ અહીંથી છઠ્ઠી શ્રુતિ પ્રારંભાયછે.

જેણે વચન પાળ્યું છે તેણે સર્વ ખોયા છતાં મેળવ્યું છે. સત્યમાં જ સઘળું છે. સત્ય પરમ દૈવત છે. સત્ય જ જીતેછે. ઋષિમુનિઓ તો સત્ય જ માગેછે. તેઓ સત્યે ચલોછે, અને બીજાઓને સત્યે ચલાવેછે. સ્વશરીરની હાનિ થાય તોપણ સત્ય છોડવું નહિ એમ શાસ્ત્ર આજ્ઞા કરેછે; કેમકે માણસનું શરીર અનિત્ય છે. **પાકી ગયેલા ઘાસની પેઠે મનુષ્ય મરી જાયછે.** અને વળી પણ પોતાની વાસનાવશાત્ ચોમાસાના વરસાદથી પૃથ્વી ઉપર ધાન્યની પેઠે [1]**પ્રાદુર્ભાવ પણ પામેછે.** જ્યાંસુધી વસ્તુ સમજાઇ નથી, અને અંતઃકરણના સંસ્કારો છે ત્યાંસુધી પ્રાણી જન્મમરણ પામ્યે જ જાયછે. હું જે આપને અતિ પ્રિય છું. તે કોઇ પણ કાળે મૃત્યુવશ થવાનો જ છું, એ તો નિશ્ચય છે. હવે મારા સ્નેહને લીધે કદાચ આપ હાલ આપતું વચન મિથ્યા કરો, તો હું કાંઇ અમર થવાનો નથી; પણ ઉલટો હું અધમ ભાવને પામીશ; અને આપ પણ અનર્થના કારણરૂપ થશો. આપથી જે કેહેવાયું છે તે યોગ્ય કહેવાયું છે. સત્ય જ છે. વિકલ્પમાત્ર છોડી દઇ મને યમલોક પ્રત્યે મોકલવા કૃપા કરો અને આજ્ઞા કરો. પિતાપુત્ર ઉભયનું કલ્યાણ કરો.

આર્દ્રાની વૃષ્ટિથી જેમ પૃથ્વી શાન્ત થાય તેમ શુદ્ધ **નચિકેતાની** વાણીથી પિતા ઉદ્દાલક શાન્ત થયા. સર્વ સભામાં શાન્તિ પ્રસરી. બાકીની ગાયો પણ આપોઆપ દાનને નિમિત્તે યજ્ઞમંડપમાં આવી ઉભી રહી. બધા સભ્યો આશ્ચર્ય પામી ગયા. વામનનું નાનું શરીર પણ ત્રિવિક્રમ ગણાઇ સર્વ જગતના કલ્યાણનું જેમ કારણ થઇ પડયું હતું તેમ આ **નચિકેતા** પણ કલ્યાણરૂપ ભાસવા લાગ્યો. **નચિકેતાની** વાણીથી વાતાવરણમાં જે તરંગો થયા હતા, તે સઘળા સભાસદો અજ્ઞાનપણે પણ ભવિષ્યના ભલાની ખાતર [2]અભયાદિક કવાથની પેઠે પીવા લાગ્યા. કાંઇક દૈવી સંકળના તે સાથે જોડાઇ, અને જાણ્યે અજાણ્યે સર્વ સભાસદોથી બોલાઇ ગયું કે "**નચિકેતાની** વાણી સત્ય હોજો."

અહા! ભારતભૂમિ! શું તારા વીરોનું પરાક્રમ, ક્રોધને વશ થઈ બોલાઇ ગયેલું વચન પણ સત્ય જ હોવું જોઇએ એમ સમજી પવિત્ર

---

૧ ઉત્પત્તિ.

૨ ભ્રમને અને સન્નિપાતને દૂર કરનાર એ એક કવાથ છે.

થયેલા ઉદ્દાલકે પોતાના અતિપ્રિય અને પાંચ જ વર્ષના બાળકને યમલોકપ્રત્યે મોકલવામાં જરાપણ આંચકો આવ્યો નહિ. સર્વ સભાસદો પણ તેમાં સંમત થયા. તારા એ વીરોને અને કાળને કોટ્યાવધિ નમસ્કારપૂર્વક ધન્ય હો. આધુનિક વક્તા, ઓના સર્વને આ મહામંત્ર અસર કરો !!!

કાળ ભગવાનના પ્રાબલ્યથી, પિતાની સત્ય ઉપરની અધીનતાથી, સભાસદોના અનુમોદનથી, પોતાની પૂર્ણ પિતૃભક્તિથી, પિતાના અને પોતાના તપોબળથી, તથા તેના પ્રભાવથી શુદ્ધચિત્તવાળો **નચિકેતા** સ્થૂળ શરીરે સહિત ક્ષિતિજ કોડીને જેમ સૂર્ય ઉંચો ચડી જાયછે તેમ યમલોકપ્રત્યે ચાલ્યો ગયો. **નચિકેતા**એ મર્ત્યભૂમિ છોડી, તે ગયો, પણ એકલો ન ગયો. પિતા ઉદ્દાલકનું સર્વ સંસારિક સુખ લેતો ગયો. તેનાં ગયાથી [1]વૃષભારૂઢ ભગવાન શંકરના ઉગ્રસ્વભાવનું અનુકરણ કરતા પ્રચંડ સૂર્યનાં ઉગ્ર કિરણોથી પૃથ્વી ઉપરનું સર્વ જળ સોષાઇ જઇ જેમ તે હાય વરાળ મારેછે તેમ આખું તપોવન અને તેને જાણતી સર્વ આર્યભૂમિ જાણે શુષ્ક થઇ ગઇ, નિસ્તેજ થઇ ગઇ. ખેડી રાખેલી જમીનના જેવી સર્વ ભૂમિ શ્યામ થઇ ગઇ. ને તેની સાથે વિજળીનો આંચકો લાગ્યો હોય તેમ સર્વ સભાસદો પણ શ્યામ પડી ગયા. વાંચનાર! તું ગભરાઇશ નહિ. **નચિકેતા** ભારતભૂમિનું સર્વ તેજ લઇ જ ગયો છે એમ નથી. દશરથનનુ ભગવાનશ્રી **રામચંદ્રજી**ના જેવા પ્રતાપી વીરોને માટે પિતાનાં વચન પાળવારૂપ બહુ બળવાન પગથી તે મૂકતો ગયો છે. યોગ્ય અધિકારીની પાસે તે પગથી તાજી જ છે.

ઉદ્દાલકની સાથે સર્વ ઋષિઓ, કુમાર નચિકેતાના વિયોગ દુઃખમાં સ્તબ્ધ બની ગયા છે, એટલામાં આકાશમાં ગર્જના સહિત મહાપ્રકાશ ઉત્પન્ન થઇ; જાણે પ્રકાશનો એક નદ ધસી આવતો હોય તેમ દેખાયું. અદ્ભૂતતા મોહ ઉપજાવેછે તેમ મોહમગ્ન થઇ ગયેલાને મોહમુક્ત પણ કરેછે. પ્રકાશ અને ગર્જનાથી ઉદ્દાલક અને બીજા ઋષિઓ ચોંક્યા. તપ્તસુવર્ણની મૂર્તિજેવા, હાથમાં વીણાવાળા અને

---

૧ શંકરને વૃષભ—બળદનું વાહન છે. સૂર્ય વૃષભ રાશીનો છે આવી સમાનતા છે.

દિવ્યવસ્ત્ર પહેરેલા ઉર્ધ્વશિખાથી શોભિત એવા મુખથી અને વીણાના નાદથી " **નારાયણ નારાયણ નારાયણ, હરિનારાયણ** નારાયણ **નારા**-યણ " એવો ધ્વનિ કરતા મહામુનિ ભગવાન્ **નારદ**, ઉદ્દાલકઋષિના આશ્રમમાં ઉતરી પડ્યા. લબ્ધસ્મૃતિ સર્વ ઋષિઓ ઊભા થઈ અભિ-વંદ્યા. ઉદ્દાલકમુનિ ચરણમાં પડ્યા, અશ્રુજલથી તેમણે પાદાર્ઘ્ય સમર્પ્યું. પુત્રક્લેશ પાછો ઉભરાયો. સૂક્ષ્મ અને સ્થૂળશરીર તેને વશ થયાં. ભગ-વાન્ **નારદ**મુનિના ચરણમાંથી તેઓ ઉઠી શક્યા નહિ. મુનિરાજે તેમનો બાહુ ઝાલી સચેત કરી ઉઠાડ્યા, અને આશ્વાસન કરી બોલ્યા :—

મહાભાગ ઋષિરાજ **ગૌતમ**! પુત્ર **નચિકેતા**ના વિયોગનો શોક કરવાને અને ક્રોધવશ થઈ મેં અતિ અનર્થ કર્યો છે, એવો સંતાપ ધર-વાને તમે યોગ્ય નથી, જે કાંઈ થયું છે તે સર્વ દેવોની ઈચ્છા પ્રમાણે થયું છે. સર્વ દેવોએ આપે આપેલાં હુત-દ્રવ્યોથી પૂર્ણ તૃપ્તિ પામીને તેનું ફળ દેવાને અને [1]મન્યુદેવોએ આપ પાસેથી પોતાનો નહિ મળેલો બલિ લેવાને આ અવસર યોજ્યો છે. આપ આપના ધર્મથી ભ્રષ્ટ થયા નથી. પુત્ર **નચિકેતા** ઈષ્ટસ્થાને ગયો છે. તે થોડા સમય પછી પૂર્ણ થઈ પાછો આવશે, અને આપ તથા તે મર્ત્યલોકનો ઉપકારક થશો. આટલું કહી મહામુનિ **નારદ અંતર્ધાન** થઈ ગયા, અને ઉદ્દાલકાદિ મુનિઓ ભવિષ્યની શુભેચ્છાને અવલંબ્યા.

આપણે સાંભળ્યું છે કે યમલોકનો માર્ગ બહુ વિકટ છે. તેમાં અને-કતરેહની કાંટાળી ખીણો છે. નીચે, ઊંચે, અને બાજુએથી જેમાં અતિ તીક્ષ્ણશસ્ત્રો ભોંકાય એવા, ધાડા જંગલવાળા, ફાડીખાનારાં પ્રાણીઓથી ભરપૂર, અપૂર્વ ભયંકર, અને રીબી રીબીને મારે એવા બહુ જ બિહા-મણા દૂતોથી ચિકાર થઈ રહેલા એવા તેમાં ઘણા માર્ગ છે. વળી આ માર્ગોમાં અનેકપ્રકારનાં અસહ્ય દુઃખોનો અનુભવ કરાવે એવાં અનેક નરકો છે, જેમાં આત્મહત્યારા માણસો દુઃખ ભોગવેછે. **નચિકેતા**ના જોવામાં આવું કાંઈ પણ આવ્યું નથી, એ એક આશ્ચર્યની વાત છે. યમ-સદન જવામાં **નચિકેતા**ને કાંઈપણ ક્લેશ જણાયો નથી. પિતાના વાક્યની સાથે પોતાની પ્રાર્થના, અને સભાસદોનો અનુમત એ ત્રિ-પુટી એકઠી થતાંવારને જ તે વિજળીના ચમકારાની પેઠે યમરાજાની

---

૧ ક્રોધના દેવ.

દેવડીઉપર દાખલ થઈ ગયો. અહો!! સત્યનો, પિતૃભક્તિનો, અને તપનો શો પ્રભાવ છે!

---

## યમલોક.

મૃત્યુલોકમાં વસનાર સર્વ મનુષ્યોનાં સર્વ કર્મોના ઉપર સંપૂર્ણ દેખરેખ રાખનાર **ભગવાન્ યમ**રાજા છે, એ તો આપણે જાણીએ છીએ. દુષ્ટને પોતાનાં દુષ્ટ કર્મોનાં ફળ આપવામાં તે અતિ ભયંકર છે, એમ પણ આપણે સાંભળ્યું છે. એનું વર્ણન બહુ ત્રાસજનક છે, પણ તેનો મહેલ બહુ ભવ્ય અને અલૌકિક છે. પૃથ્વી ઉપરના રાજાઓ રાજ્યનું અને રાજધાનીનું રક્ષણ કરવાસારૂ મોટા મોટા કિલ્લા અને દુર્ગો બાંધેછે, તેવું **યમ**ની રાજધાનીને નથી. **નચિકેતા**ની દૃષ્ટિએ પણ એવી જાતનું **સ્થૂલબંધન નથી દેખાયું. યમ**સદનની દેવડી ઉપર એકદમ આવી ઉભો રહ્યો, અને પોતે વિચાર્યું તો **નચિકેતા**ને લાગ્યું કે, હું મારા તપોવનમાં નથી. પિતાનું વચન અને પોતાનો નિશ્ચય તેને યાદ આવ્યાં કે તરત તેને **યમ**લોકનું ભાન થયું. **યમ**ની દેવડી ઉપર તેણે જે જે યાદ કર્યું તે તે જોયું. ઘડીમાં તેની દિવ્યદૃષ્ટિ થતી, અને ઘડીમાં મનુષ્યભાવ થતો. પિતાનું વચન સિદ્ધ કરવા, અને પોતાનો નિશ્ચય પાર પાડવા તેણે **યમ**ને મળવા ઇચ્છયું, કોને પૂછું, અને કોણ મને **યમ**રાજા પાસે લઈ જાય, એમ વિચારી તેણે આસપાસ જોયું; તો **યમ**ના મહેલમાં હજારો ચાકરો દેખાયા. ચારેબાજુએથી તેઓ પૂજાની સામગ્રી લઇ જાણે તેની તરફ આવતા હોય તેવું તેને લાગ્યું. વગર પૂછ્યે અને વગર બોલાવ્યે **નચિકેતા** તેમને કહેવા લાગ્યો, કે એ સુખી પ્રાણીઓ! મારે **ભગવાન્ યમરાજા**ના ચરણમાં જોડાવું છે, માટે જો તમારાથી બની શકે તો મારી આ ઇચ્છા તેઓશ્રીને જણાવી મને લાં લઇ જશો.

**યમ**ના પ્રતિષ્ઠિત કિંકરો **નચિકેતા**ને કહેવા લાગ્યા કે, હે બાળક! આયુષ્યવાળો કોઇ પણ પ્રાણી **યમ**ને મળવાને ઇચ્છતો નથી. આયુષ્યહીન થયાપછી પણ **યમ**ને મળવું શ્રેય ભરેલું નથી. તું બાળક અતિઆયુષ્યવાળો છતાં **યમ**ને મળવા શામાટે ઇચ્છે છે? વાસ્તવિક તો એ છે કે તું **યમ**ને અને **યમ** તને મળવા યોગ્ય નથી. જ્યાંસુધી તું આયુ-

ષ્યવાન્ છે ત્યાંસુધી પિતા પાસે રહી તારા પ્રારબ્ધ પ્રમાણે વૈભવ ભોગવ. એમ અમે તને સલાહ આપીએછીયે. તારૂં આયુષ્ય ઘણું બાકી છે, માટે તું અમારો અતિથિ છે. અમારા તરફથી [1]આતિથ્ય લે, અને સુખેથી પાછો તારા સ્થાનપ્રત્યે ચાલ્યો જા. વળી હાલ **યમરાજા** સ્વમંદિરમાં પણ નથી.

યમને મળવાની કામનાવાળો **નચિકેતા** આ સાંભળી **યમરાજાની** દેવડી ઉપર જ બેઠો. [2]યમભૃત્યોથી પોતાનું કાંઈપણ આતિથ્ય તેણે સ્વીકાર્યું નહિ. તે વિચારવા લાગ્યો કે કદાચ મારી અયોગ્યતાને લઇ **ભગવાન્ યમરાજા** મારો સ્વીકાર ન કરે તો મારા પિતાનું વચન મિથ્યા થાય; માટે મારી યોગ્યતા વધારવાને સારૂ મારે [3]દેહશુદ્ધિપ્રાયશ્ચિત્ત નિમિત્ત **ભગવાન્ શ્રી યમરાજા** આવતાંસુધી ઉપવાસ જ કરવા. ત્રણ દિવસસુધી કેવળ ઉપવાસી જ તે ત્યાં રહ્યો. ચોથે દિવસે **યમરાજા** સ્વમંદિર આવ્યા ત્યારે તેના ભૃત્ય અને સ્ત્રીવર્ગે ભયભરેલી અવસ્થામાં આવીને તેમને કહ્યું કે, [4]**હે યમ!** આ કોઈ **અતિથિ સતો બ્રાહ્મણ** આપણે ઘેર આવ્યો છે. તે નથી કાંઈ સેવા સ્વીકારતો કે નથી કાંઈ બીજું માગતો; તે ઉપવાસી જ છે; ને તેથી તે આપણા **ઘરમાં સાક્ષાત્ બળબળતો અગ્નિ આવતો હોય તેમ આવેછે.** સત્પુરૂષો, **તેને આ શાન્તિ કરેછે.** જળ લઇ તેની અર્ઘ્યપૂજા કરેછે, માટે તમે તેની અર્ઘ્યપૂર્વક સેવા કરવાને ઉતાવળ કરો! તત્કાળ **પાણી લ્યો,** તથા આસન, દાનાદિ આપો, જેથી તેની શાન્તિ થાય. એમ કરવાથી આપણે ઘેર એ ત્રણ દિવસથી ભૂખ્યો બેસી રહ્યો છે, તેથી થયેલું આપણું પાતક દૂર થશે. [5]**જે મંદબુદ્ધિવાળા પુરૂષને ઘેર અતિથિ બ્રાહ્મણ ભૂખ્યો વસેછે તે પુરૂષની [6]આશા, [7]પ્રતીક્ષા,**

---

૧ અતિથિસેવા. ૨ યમના ચાકરો.

૩ અમુક કર્મ કરતાં પહેલાં તે કર્મ કરવાની યોગ્યતા મેળવવાને માટે જે ધાર્મિક ક્રિયા કરવામાં આવેછે તે. શરીરની પવિત્રતાને માટે કર્મ.

૪ સાતમી શ્રુતિનો પ્રારંભ. ૫ આઠમી શ્રુતિનો પ્રારંભ.

૬ અત્યંત અજ્ઞાત સુખની પ્રાપ્તિની ઇચ્છા.

૭ પ્રત્યક્ષ સુખની પ્રાપ્તિની ઇચ્છા.

[1]સંગતિ, [2]સૂનૃતા, [3]ઇષ્ટ, [4]પૂર્ત્ત, પુત્ર, પશુ ઇત્યાદિનો **તે નાશ કરેછે.** હે યમરાજા! આપ સર્વ શાસ્ત્રની મર્યાદા જાણનારા છો, તેના નિયંતા છો માટે પ્રજ્વલિત અગ્નિને જેમ જળથી શાન્ત કરાયછે, તેમ અર્ઘ્યજળવડે આ અતિથિ-બ્રાહ્મણ કુમારનું પૂજન કરી તેને સંતોષ પમાડો.

મર્ત્યલોકપર સત્તા ચલાવનાર યમલોકના અધિષ્ઠાતા **યમરાજા** પાંચ વરસના **નચિકેતા**ની પણ સામે આવી હાથ જોડી ઉભા રહ્યા. ધર્માસનારૂઢ **યમરાજા**એ આ પ્રમાણે અતિથિનું માહાત્મ્ય પ્રસિદ્ધ કર્યું, બહુ જ શોકાવિષ્ટ થઈ પોતાના અપરાધની જાણે ક્ષમા માગતા હોય તેમ **નચિકેતા**ની પૂજા કરવાના મનોરથવાળા, પોતાના અધિકારનો તમામ ભાર મૂકી દેવાથી જાણે કાંઇક સાવધ અને ચંચળ થયેલા **યમરાજા**, નમ્ર ઉચ્ચારથી આ પ્રમાણે બોલ્યા. [5]**હે બ્રાહ્મણ! મારે ઘેર અતિથિ એવો તું ત્રણ રાત્રિસુધી ભૂખ્યો રહ્યો છે, માટે નમસ્કાર કરવાને યોગ્ય છે. હે બ્રહ્મન્! તને મારો નમસ્કાર હો.** તારી યોગ્ય સેવા કરવાને હું ઉત્સુક છું, તે તું સ્વીકાર. મારે જ માટે ત્રણ રાત્રિસુધી તેં મારી દેવડી ઉપર ઉપવાસ કર્યા છે, એથી મને મોટો દોષ લાગ્યો છે. મારી સેવા સ્વીકારી મને તે દોષથી મુક્ત કર, **મારૂં કલ્યાણ હો,** એમ હું ઇચ્છુંછું. ખરેખર! તારા અનુગ્રહથી મારૂં કલ્યાણ થશે, એમાં સંશય નથી. તારા ધૈર્યથી હું પ્રસન્ન છું. તું ત્રણ રાત્રિ ઉપવાસી રહ્યો છું **તે પ્રતિ** તારે જે જોઇતા હોય તે **ત્રણ વર માગી લે.** તે આપવા હું તૈયાર છું. આથી તારૂં અભીષ્ટ તને પ્રાપ્ત થશે, અને તું અતિથિ બ્રાહ્મણના પ્રસાદથી મને કુટુંબસહિતને સુખની પ્રાપ્તિ થશે.

પિતાનું હિત કરવાની ઇચ્છાના મહામંત્રરૂપ સમષ્ટ પ્રાણમાંથી જે પ્રત્યેક શ્વાસ લેછે એવો **નચિકેતા** બીજું શું માગે? પિતાના સં-

---

૧ સત્સંગ યોગથી ઉત્પન્ન થતું ફળ. ૨ પ્રિય વાણી.

૩ અગ્નિષ્ટોમાદિ યજ્ઞ કરવા. ૪ કુવા, તળાવ ઇત્યાદિનું બંધાવવું.

૫ અહીંથી ૯ મી શ્રુતિ પ્રારંભાયછે.

તોપરૂપ તેણે પ્રથમ વર આ પ્રમાણે માગ્યો :— [1]**હે યમરાજા!** આપ જો મારાઉપર પ્રસન્ન હો તો મારા પિતા **ગૌતમ** શાન્તસંકલ્પ થાઓ. કેમકે મારા ઉપરના અતિ સ્નેહનેલીધે આપની પાસે મને મોકલ્યા પછી તેઓને આવા જ સંકલ્પો થતા હશે, કે 'મારો બાળક પુત્ર **ન**ચિકેતા **ભ**ગવાન્ **ય**મરાજા પાસે જઇ શું કરતો હશે; અથવા તેની કેવી અવસ્થા હશે.' આવા આવા સંકલ્પોથી તેમને ઘણો સંતાપ થતો હશે: માટે **જેવી રીતે મારા તરફ તેઓ શાન્તસંકલ્પ થાય** તેવી રીતે આપ કરો. અર્થાત્ એવા સંકલ્પથી તેઓ મુક્ત થાઓ. શાન્તસંકલ્પ થઈ ચિત્ત મૂઢાવસ્થાને ન પામો, પણ **સુમન** થાઓ. વળી "મારૂં દાન તમે કોને આપશો" એવું મેં ફરી ફરીને કહ્યું હતું, તેથી તેમને થએલો ક્રોધ પણ જતો રહી તેઓ [2]**વીતમન્યુ** થાય તેમ કરો. મૃત્યુને વશ થયા પછી કોઇપણ પ્રાણી પોતાના દેહથી પાછો મૃત્યુલોકમાં ગયો હોય એમ અદ્યાપિ જાણવામાં નથી. હું જ્યારે આપના પૂર્ણ અનુગ્રહથી મારે આશ્રમે પાછો સ્વદેહે જઇશ, ત્યારે મારા પિતાને મારે માટે એવો અવિશ્વાસ થશે, કે 'આ પુત્ર મારા વચનનો અનાદર કરી **ભ**ગવાન્ યમરાજા પાસે ગયો નથી' આમ માની કદાચ તેઓ મારો તિરસ્કાર કરશે. માટે મારા પિતાની સંતોષપ્રાપ્તિ-રૂપ વરમાં હું એમ પણ માગું છું, કે, **તમે છોડી મૂકેલા મારી સાથે** મારા પિતા, 'આ **ય**મરાજા પાસે મોકલેલો મારો પુત્ર પાછો આવ્યો છે,' એમ **લબ્ધસ્મૃતિ થઈ વાત કરે.** આ પ્રમાણે તમારે મને આપવાના **આ ત્રણ વરોમાં** તમારી પાસે આવવાના પ્રયોજનરૂપ **પ્રથમ વરને હું માગું છું.**

પિતાની [3]**સૌમનસ્ય** પ્રાપ્તિરૂપ માગેલું પહેલું વરદાન **ય**મરાજા **ન**ચિકેતાને આપેછે. તે કહેછે કે હે **ન**ચિકેતા! તને મારી પાસે મોકલ્યા પહેલાં * [4]**ઔદ્દાલકિ અને** [5]**આરૂણિ** એવા તારા પિતા,

---

૧ દશમી શ્રુતિનો પ્રારંભ. ૨ ક્રોધ વગરના.

૩ મનની સંતોષતા મેળવવારૂપ. ૪ ઉદ્દાલક.

* અગીઆરમી શ્રુતિ અહીંથી આરંભાયછે.

૫ અરૂણના પુત્ર એવા.

પૂર્વે **જેવા** તારા તરફ પ્રેમાળ હતા તેવા **લબ્ધસ્મૃતિ થશે.** વળી મેં **અનુગ્રહ કરેલા** તે તારા પિતા આજથી જ કોઇપણ જાતના સંતાપ વગરના થઇને ક્રોધ **રહિત રાત્રે નિરાંતે નિદ્રા કરશે**—શાન્તસંકલ્પ થઇ જશે, અને પૂર્વે તારા તરફ જેવો સ્નેહ રાખતા હતા તેવો જ સ્નેહ રાખી **વીતમન્યુ** એવા તારા પિતા **મૃત્યુમુખથી છોડી મુકેલા તને** સુમન થઇ જોશે. પિતાને સંતોષ કરવાને માટે તેં જે જે ઇચ્છેલું છે તે સર્વ હું તને આપુંછું. તારા પિતા અને તું બન્ને સુખી થાઓ !

પિતાની પ્રસન્નતારૂપ પ્રથમ વર મેળવ્યા પછી [1]સંપુટાંજલી **નચિકેતા** બીજો વર માગવા લાગ્યો. તે યમરાજા પ્રતિ બોલ્યો:—**ભગવાન્** યમરાજા ! પિતાના આશ્રમમાં વેદવેત્તા-બ્રાહ્મણોથી મેં સાંભળ્યું છે કે. [2]**સ્વર્ગલોકમાં**—સ્વર્ગલોકથી બ્રહ્મલોકપર્યંત જેઓ ઉપરના લોક છે તેઓમાં—પોતાનાં પૂણ્યકર્મને લઇને જે અધિકારીઓ આવી વસેલા છે, તેમને રોગાદિ નિમિત્તથી **કાંઇપણ ભય નથી. વળી ત્યાં તમે નથી**—સ્વર્ગલોકમાં રહેનાર જીવોને મૃત્યુનો પણ ભય નથી. હે યમરાજા ! તમે તમારા પ્રભાવથી ત્યાં જઈ કાંઇપણ ઉથલપાથલ કરી શકતા નથી. જ્યારે તમારો પણ ભય નથી ત્યારે તો પછી જરાદિનો ભય રહ્યો જ ક્યાંથી ! માટે તેઓ **જરાદિથી પણ ભય પામતા નથી.** જીવોને ક્ષુધા અને તૃષા એરૂપ બે અનિવાર્યવિકારો છે, એ બે વિકારોનો ભય પણ સ્વર્ગમાં નથી. સ્વર્ગવાસી તો **શોકાતિગ**—શોકથી મુક્ત થયેલા છે. તેઓને કોઇપણ રીતનું દુઃખ હોતું નથી. આધિ, વ્યાધિ અને ઉપાધિથી તેઓ મુક્ત છે. તેઓ **ક્ષુધા તૃષારૂપ બન્ને વિકારોને તરી જઇને સ્વર્ગલોકમાં સુખનો જ અનુભવ કરેછે.**[2] તેઓ સર્વદા પ્રસન્નચિત્તે જ રહેછે, આવા સ્વર્ગસુખની પ્રાપ્તિ ચયનનામે યજ્ઞના અગ્નિવડે મનુષ્યને મળેછે એમ પણ મેં સાંભળ્યું છે. [3]**હે મૃત્યો**—હે યમરાજ ! મર્ત્યલોકઉપર સંપૂર્ણ સત્તા ચલાવનાર પણ સ્વર્ગમાં રહેનાર આપ દેવતા છો, માટે **સ્વર્ગ પ્રાપ્તિ-**

---

૧ હાથ જોડેલો. ૨ એમાં ૧૨ મી શ્રુતિનો અર્થ આવેછે.

૩ અહીંથી ૧૩ મી શ્રુતિનો અર્થ શરૂ થાયછે.

ના સાધનભૂત અગ્નિને જાણોછો જેથી શ્રદ્ધાવાળા મને તે તમો કહો–સમજાવો. હે ભગવન્! જેમને સ્વર્ગાદિકની પ્રાપ્તિ થઇ છે એવા સ્વર્ગલોક – સ્વર્ગમાં રહેનારા અધિકારી જીવો આ અગ્નિની ઉ-પાસનાવડે અમરપણું–દેવપણું પામેછે, એટલા માટે સ્વર્ગની ઇચ્છા-વાળો હું આ અગ્નિને બીજા વરવડે આપની પાસે માગું છું.

નચિકેતાનાં સર્વઅંગપ્રત્યંગમાં બ્રાહ્મણત્વ પ્રકાશી રહેલું ભગ-વાન્ યમે જોયું છે, તેનું વય અને વચન કોમળતાનો [1]ઢિંઢિભ છે. શ્રદ્ધાનું તો જાણે તે ક્ષેત્ર છે. અગ્નિવિદ્યા મેળવવાને તે યોગ્ય પાત્ર છે. પૂર્ણ શ્રદ્ધાળુ હોઇ સ્વર્ગકામ છે. આવા નચિકેતાને તેનો માગેલો વર આપવામાં જ ભગવાન્ યમરાજા ઋણમુક્ત થવાના છે; માટે તેમણે કહ્યું કે:—

[2]હે નચિકેતા! સ્વર્ગપ્રાપ્તિના સાધનરૂપ અગ્નિને હું સારી રીતે જાણું છું; માટે સર્વ અંગોસહિત અગ્નિસ્વરૂપ હું તને કહું છું. તે મારા વાક્યથી સાંભળ. વળી હે નચિકેતા! આ અગ્નિ સ્વર્ગલોકપ્રાપ્તિના તથા સ્થિતિના સાધનરૂપ છે, સર્વ જગત્‌ની સ્થિતિરૂપે છે. સૂર્ય, વાયુ અને અગ્નિરૂપે તે સર્વત્ર વ્યાપ્ત હોવાથી વિરાટ્ પણ કહેવાયછે. જો કે તે ત્રણે લોકમાં વ્યાપી રહેલો છે, પ્રકાશી રહેલો છે, તોપણ તે બુદ્ધિમાન્‌પુરૂષોની બુદ્ધિરૂપ ગુહામાં રહેલો છે માટે તે ગુહ્ય છે. અથવા વાસ્તવસ્વરૂપે તે સર્વનો સાક્ષી આત્મા છે. હે નચિકેતા! વ્યુત્થાનજનિત બુદ્ધિવૃત્તિમાં તે જણાતો નથી પણ બુદ્ધિસત્વમાં તે રહેલો છે એમ તું જાણ.[2]

આ પ્રમાણે [3]સર્વલોકના કારણરૂપ અને વિરાટ્‌રૂપ તે અ-ગ્નિનું સ્વરૂપ તે નચિકેતાને કહ્યું અને પછી ચયનનામે યજ્ઞમાં અ-ગ્નિની સિદ્ધિસારુ કેવી, કેટલી ઇંટો જોઇએ તે તથા તેવડે કેવીરીતે કુંડ બાંધવો જોઈએ એ રીતિ, તૈયાર કરેલા કુંડમાં અગ્નિ સ્થાપન

---

૧ ડાંડીઓ. ૨ એમાં ૧૪ મી શ્રુતિનો અર્થ છે.

૩ અંહીંથી ૧૫ મી શ્રુતિનો અર્થ ચાલેછે.

કરવાનો વિધિ, તેના મંત્ર, તેમાં જરૂર જણાતા બધા પદાર્થો, હવનીય પદાર્થો અને આહુતિ આપવાની સર્વ ક્રિયા ઇત્યાદિ બધું નચિકેતાને બહુ સારીરીતે સમજાવ્યું.

નચિકેતા અધ્યયનશીળ છે. પોતાની બાલ્યાવસ્થામાં પણ પિતાના આશ્રમમાં રહી તે ઘણી વિદ્યાઓ શીખી ગયો છે. વિદ્યા શીખવાની તો તેની પાસે બહુ સરસ કુંચી છે. ભગવાન્ યમરાજાજેવા અનુભવી શ્રીગુરૂ છે. શિક્ષિતવિદ્યાની ખાતરી કરવાને માટે જ્યારે ભગવાન્ યમે પુનરાવર્ત્તન કરવાનો પ્રારંભ કર્યો એટલે ચંચળ ને બુદ્ધિમાન્ તે નચિકેતા, નિર્ભયપણે શ્રીગુરૂમુખથી સાંભળેલું અગ્નિસ્વરૂપ અને ક્રિયા **અથથી ઇતિસુધી બરાબર બોલી ગયો.** અધિકારીશિષ્યની યથાર્થશક્તિ જોઇ કયા શિક્ષકનું મન પ્રસન્ન નથી થતું? ગુરૂ શિષ્યનો સબંધ જ કાંઇ વિચિત્ર છે. દોવાઇ ગયાપછી પણ પોતાનું વાછડું આવી લાગતાં ગાય જેમ પારસો મૂકેછે; પાત્રની વધારે યોગ્યતા જાણી દાતા જેમ વધારે દાનબુદ્ધિમાં જોડાયછે; તેમ શ્રીસદ્દ્ગુરૂ પણ યોગ્યશક્તિવાળા સુશિષ્યપ્રતિ વધારે ઝરેછે. ભક્તિશીળ નચિકેતાનું ધારણાબળ ભગવાન્ યમરાજાપ્રતિ અધિકવર મેળવવાને યોગ્ય થયું. યમરાજા નચિકેતાપર પ્રસન્ન થયા. જો કે પોતે ત્રણ વર આપવાને બંધાયા છે તોપણ આને–નચિકેતાને, તેથી અધિકવર આપવાને **પ્રસન્ન થએલા યમરાજા ફરીને પણ બોલ્યા.** હે પ્રિય નચિકેતા! તારૂં ધારણાબળ, શિષ્યભાવના, સદ્ગુરૂતરફની ભક્તિ અને શ્રદ્ધા, એ સર્વથી હું પ્રસન્ન છું,—એમ કહી [1]**પ્રસન્ન થયેલા મહાત્મા ભગવાન્ યમરાજા તેને કહેવા લાગ્યા** કે હું તને તારા માગેલા ત્રણવર તો આપીશ, પરંતુ એ ઉપરાંત હું **તને ચોથો વર પણ આજે ફરીને આપુંછું** તે તું અંગીકાર કરીશ. હે નચિકેતા! મેં તને ઉપદેશ કરેલો **આ અગ્નિ** આજથી **યાવચ્ચંદ્રદિવાકરૌ તારે નામે પ્રસિદ્ધ થશે.** સર્વ વેદવેત્તા મહાત્મા પુરૂષો તેને નાચિકેત નામથી ઓળખશે. **અને વળી હે નચિકેતા! આ અનેકરૂપામાળા પણ હું** તને આપુંછું. તે તું **ધારણ કર.**

---

૧ અહીંથી ૧૬ મી શ્રુતિ પ્રારંભાયછે.

ભગવાન્ **યમરાજા**એ પોતાના કંઠમાંની નીલપીત આદિ અનેક જાતનાં રત્નથી ગૂંથેલી માળા પ્રસન્ન ચિત્તથી **નચિકેતા**ના કંઠમાં નાખી દઇ કહ્યું કે, હે **નચિકેતા**! તને આપેલી આ રત્નમયી સ્થૂલમાળા ગમે તે વિપ્ર પહેરી શકતો નથી. [1]ધૂમ અને અર્ચિમાર્ગવડે જેનાં ફળો મેળવી શકાય એવી શાસ્ત્રવિહિત કર્મપદ્ધતિને જે વિપ્ર જાણેછે તે જ વિપ્ર મારી આ રત્નમયી માળા ધારણ કરવાને યોગ્ય થાયછે. મારા પ્રસાદથી તને તે પ્રાપ્ત થાઓ.[2]

પ્રીતિવરપ્રદાન થઇ ગયા પછી **ભગવાન્ યમરાજા** **નચિકેતા** પ્રત્યે બોલ્યા—હે **નચિકેતા**! અગ્નિવિદ્યાનો મેં તને ઉપદેશ કર્યો, હવે તેનું ફળ સાંભળ [3]**ત્રણ પ્રકારના સંધિને પામીને** એટલે કે જન્મથી તે ઉપનયન સંસ્કાર થતાં સુધીમાં મા પાસેથી, ઉપનયનથી વેદાધ્યયન-પર્યંત પિતાપાસેથી, અને આચાર્યપાસેથી શિક્ષા પામીને; અથવા વેદ, સ્મૃત્તિ અને શિષ્ટોથી કે પ્રત્યક્ષ, અનુમાન અને આગમથી જે અધિકારી સંપૂર્ણ વિશુદ્ધિને પામ્યો છે, તે અધિકારી ચયનનામે યજ્ઞવડે **ત્રણવાર અગ્નિને ચેતે** વળી તે **ત્રણ કર્મ કરતો** હોય—એટલે કે જ્યોતિષ્ટોમાદિ યજ્ઞ કરતો હોય, વેદનું અધ્યયન કરતો હોય અને યથાશક્તિ યજ્ઞના અંગમાં કરવાનું દાન કરતો હોય, તે અધિકારી **જન્મમૃત્યુને ઉલ્લંઘી જાયછે.** હે **નચિકેતા**! ત્રિસંધિપ્રાપ્ત, ત્રિણાચિકેત અને ત્રિકર્મકૃત્ એવો અધિકારી, જન્મમૃત્યુને માત્ર ઉલ્લંઘી

---

૧ ધૂમ અને અર્ચિમાર્ગવિષે શ્રીમદ્ભગવદ્ગીતાના ૮મા અધ્યાયના ૨૪-૨૫ શ્લોકો જોવા. ધૂમમાર્ગને પિતૃયાન અને અર્ચિમાર્ગને દેવયાનમાર્ગ કહેછે. ધૂમમાર્ગ કેવળ કર્મ બતાવેછે. એનાથી આવૃત્તિ મટતી નથી. દેવયાનમાર્ગ દેવતાના જ્ઞાનયુક્ત હોવાથી ઉત્તમ છે. એનાથી આવૃત્તિ મટેછે.

૨ સાધક કર્મો કરી ચિત્તશુદ્ધિ મેળવે એટલે પછી ઉપાસનાનો અધિકારી થાયછે. ઉપાસનામાં ઉપાસ્ય વસ્તુસાથે ઐક્ય અનુભવતાં શીખેછે અને પછી એકરસબ્રહ્મના ધ્યાનમાં જોડાવાની યોગ્યતા મેળવેછે—જ્ઞાનનો અધિકારી થાયછે. એ રહસ્ય સમજાવવાનો ભગવાન્ યમરાજાનો અત્ર ઉદ્દેશ જણાયછે.

૩ અહીંથી ૧૭ મી શ્રુતિ પ્રારંભાયછે.

જાયછે એમ નથી. અત્ર તો જ્ઞાનકર્મનું [1]સમુચ્ચયઅનુષ્ઠાન છે તેથી તે સમજનારને અધિક ફળ મળેછે. અગ્નિદેવ બ્રહ્મજજ્ઞ છે, એટલે કે બ્રહ્મથી ઉત્પન્ન થનાર હિરણ્યગર્ભના અંશરૂપ તે—બ્રહ્મજ, તેને પોતાના દ્યોતનસ્વભાવથી જાણેછે માટે તે બ્રહ્મજજ્ઞ—સર્વજ્ઞ છે. આમ **બ્રહ્મજજ્ઞ (અગ્નિ) દેવને અત્યંત સ્તુતિ કરવા યોગ્ય** છે એમ શાસ્ત્રથી **જાણીને** તથા આત્મભાવવડે જોઈને—અનુભવીને, એટલે કે અગ્નિ સ્વબુદ્ધિ પ્રત્યક્ષ છે એમ અનુભવીને જ્ઞાનકર્મસમુચ્ચયનું અનુષ્ઠાન કરનારો અધિકારી પુરૂષ **અત્યંત શાંતિને પામેછે.** હે નચિકેતા! જ્ઞાનપૂર્વક કર્મ કરવાથી અધિકારીના મનમાં ઉપાસ્યઉપાસકભેદ રહેતો નથી. અભેદ વરતેછે. રજસ્ તમસ્ હણાઈ જઇ કેવળ શુદ્ધસત્વ થઈ તે અધિકારી [2]વૈરાજપદરૂપ શાંતિને પામેછે.

વાચક! અગ્નિવિદ્યાનો વિષય ચાલતા સમયમાં અતિ ક્ષીણ થઈ ગયો છે. તે ઘણાઓને અદૃષ્ટ છે એટલું જ નહિ પણ અશ્રુત છે. પવિત્ર નચિકેતાનું સ્વરૂપ આપણે જોવા બેઠા છીએ, ત્યારે તેમાં એ ભાગ પણ જોવાવો જોઇએ. માટે એ જોવામાં તું કંટાળીશ નહિ. ભગવાન્ યમરાજા પણ હવે એ ભાગનો ઉપસંહાર કરેછે, તે તું સાવધ થઇ સાંભળ. મહાત્મા નચિકેતાનું સ્વરૂપ તને યાદ હોય તો તે તરફ તું જો. અને એમ નહિ તો પછી મારીસાથે જાગ્રત થઇને ચાલ. નચિકેતા જીવતો છતાં પ્રભાવબળથી યમલોકમાં છે. ભગવાન્ યમરાજાનો એક પવિત્ર અતિથિ થયો છે, કે તેનો ઉત્તમ શિષ્ય બન્યો છે. ભગવાન્ વૈવસ્વતનું પ્રેમભાજન બન્યો છે. તેની પાસે ભગવાન્ યમરાજા તેણે માગેલા બીજા વરરૂપ અગ્નિવિદ્યાનો હવે ઉપસંહાર કરેછે. આપણ બન્ને આપણા ભવનમાં જ છીએ. કૃપાળુ શ્રુતિભગવતીથી આપણે એ પણ સાંભળીએ અને સમજીએ.

ભગવાન્ યમરાજા કહેછે—હે નચિકેતા! [3]**જે ત્રિણાચિકેત વિદ્વાન્,** પાછળ બતાવેલા ચયનનામે યજ્ઞમાં, ઇષ્ટિકાઓ કેવી જોઈએ, કેટલી જોઇએ ને કેવી રીતે ગોઠવી તેનો કુંડ બનાવવો જોઇએ, એરૂપ **એ ત્રણને જાણીને અગ્નિને ચેતેછે**—ઉપાસેછે—યજ્ઞ કરેછે **તે**

---

૧ મિશ્ર. ૨ વિરાટ્ના પદને. ૩. એમાં ૧૮ મી શ્રુતિનો અર્થ છે.

**શોકને અતિક્રમણ કરનારો અધિકારી મરતાં પહેલાં મૃત્યુના પાસલાને કાઢી નાખીને સ્વર્ગલોકમાં આનંદ પામે.**

[1]**હે નચિકેતા! જેને બીજા વરવડે તેં માગી લીધો** તે **આ સ્વર્ગનો સાધનભૂત અગ્નિ મેં તને** આપ્યો. વળી એ સંબંધી યથાર્થ જ્ઞાન અને વિધિ મારા અનુભવપૂર્વક મે તને આપ્યાં. આ ઉપરાંત તારી શિષ્યબુદ્ધિની યોગ્યતા જોઈ તારાપરની પ્રીતિવશાત્, **આ અગ્નિને લોકો તારે** જ નામે **બોલશે** એટલે કે અગ્નિને **નાચિકેતા** કહેશે એરૂપ ચોથો વર પણ આપ્યો છે. આ રીતે તારા યાચેલા બે અને એક પ્રીતિનો એમ ત્રણ વર તને આપ્યા; પણ તારો ત્રીજો માગવાનો વર બાકી છે માટે હે **નચિકેતા**! તે તારો **ત્રીજો વર** પણ **તું માગી લે.**[1]

પિતાની સંતોષપ્રાપ્તિરૂપ પ્રથમ વર, અને સ્વર્ગપ્રાપ્તિના સાધનભૂત અગ્નિવિદ્યા એ બીજો વર ભગવાન્ યમપાસેથી નચિકેતાએ મેળવ્યો છે, એ વાચકને સ્મરણમાં છે. નચિકેતા યમનું પ્રીતિપાત્ર થયો છે ને તેથી અગ્નિ નચિકેતાને નામે પ્રસિદ્ધ થવારૂપ પ્રીતિવર પણ તેણે મેળવ્યો છે. હવે તેને ત્રીજો એક વર માગી લેવો બાકી છે તે માગી લેવા ભગવાન્ યમ તેને આજ્ઞા કરેછે. નચિકેતાનું વય નાનું છે, પણ મર્ત્યલોકમાં જ તેણે ઘણી વિદ્યા મેળવી છે. તેનું હૃદ્બળ ઘણું હોઇને ભગવાન્ વૈવસ્વતના શિષ્ય થવાથી લગભગ પૂર્ણ થયું છે. ક્ષણ વાર પછી નિમિષ મારી મર્ત્યલોકના પોતાના સંસ્કારને જાણે જોઇ લેતો હોય તેમ કરી હાથ જોડી તે યમરાજાની પાસે આ પ્રમાણે બોલ્યો:—

ભગવાન્! આપના પ્રસાદથી મેં ઘણી વિદ્યા જાણી. હું સ્વર્ગસુખનું પણ જાણે આસ્વાદન લેતો હોઉં એમ મને લાગેછે. હવે મારે વિશેષ જાણવાનું નથી રહ્યું; પણ મને જરા શંકા છે તે આપ પાસે પ્રકાશી હું મારો ત્રીજો વર માગુંછું. વેદવેત્તા મહાત્માઓનાથી મેં સાંભળ્યું છે કે [2]જરાયુજ, [3]અંડજ, [4]સ્વેદજ, અને [5]ઉદ્ભિજ્જ એ

---

૧ એમાં ૧૯ મી શ્રુતિનો અર્થ છે. ૨ ઓર સાથે જન્મનારા.
૩ ઈંડામાંથી થનારા. ૪ પરસેવાથી થનારા જૂ માંકડ વગેરે.
૫ વનસ્પતિ.

સર્વ જીવો પોતપોતાનાં પ્રારબ્ધકર્મ સમાપ્ત થતાં મૃત્યુને વશ થાયછે. 'જાયું એ તો જવાનું જ' આ તો સર્વનો અનુભવ છે. વધારે તો શું પણ શાસ્ત્ર તો એમેય કહેછે કે બ્રહ્માદિ સર્વ દેવો પણ યથાકાળે મૃત્યુને શરણ થવાના છે. કોઇ આજ તો કોઇ કલ્પે પણ મરવાનો, એ તો સિદ્ધ જ છે. કોઇ પણ પ્રાણી અથવા દેવોની શરીરમુક્તિ પછી આત્માનું શું થાયછે એ જો કે હું જાણતો નથી, પણ સર્વ સાધારણ બુદ્ધિનો અનુભવ છે કે શરીર ગયું એટલે આત્મા ગયો જ. [1]**મુએલા શરીરમાં આત્મા નથી એમ કેટલાક કહેછે.** ઘણા જૂદું જૂદું કહેછે પૃથ્વી, જલ, તેજ ને વાયુ એ મહાભૂતોના સંઘાતને કોઇ આત્મા કહેછે તો કોઇ ઇન્દ્રિયોને આત્મા કહેછે; વળી કોઇ પ્રાણને આત્મા કહેછે તો કોઇ મનને કે બુદ્ધિને આત્મા કહેછે; પણ આ સર્વ નાશ પામી જાયછે એમ તો દેખાયછે. આત્મા નાશવંત નથી એમ આચાર્યોથી મેં [2]સાંભળ્યું છે. વળી આત્માના પરિમાણમાં કોઇ અણુ, કોઇ[3] મધ્યમ, કોઇ મહાન્ કહેછે, ને કોઈ આકાશસ્વરૂપ કહેછે. એટલે કે **મનુષ્ય મરતાં છતાં પણ આત્મા છે એમ કહેછે આ એક [4]શંકા છે.** મુએલા શરીરમાં આત્મા નથી એ તો પ્રત્યક્ષ પ્રમાણથી જ સમજાય છે પણ શરીરમુક્તિ પછી પણ આત્મા છે એ વાત પ્રત્યક્ષ પ્રમાણથી કે અનુભવથી સમજાતી નથી, અને તેથી જ આત્માવિષે મને શંકા થાયછે. હે ભગવાન્! **આપનાથી ઉપદેશ પામેલો હું આ** આત્મસ્વરૂપને જાણું, મારે માગવાનાં **વરદાનોમાંનો આ ત્રીજો વર**[1] તે જ છે. આત્મસ્વરૂપ કેવું છે તે હું આપનાથી જાણવા ઇચ્છું છું માટે કૃપાકરી મને જણાવશો.

વાંચનાર! નચિકેતાનો ત્રીજો વર સંબંધીનો પ્રશ્ન બહુ મોટો છે. માયાની ગડમથલમાં રચ્યાપચ્યા રહેતા હોય, મુઆ પછી આપણું શું થવાનું છે તેનો વિચાર સ્વપ્ને પણ કરતા ન હોય તેવા માણસને તો

---

૧ એમાં ૨૦ મી શ્રુતિનો અર્થ છે.

૨ શ્રી પંચદશી ગુજરાતી ભાષાંતર પૃષ્ટ ૧૨૯ થી જુઓ.

૩ શ્રી પંચદશી ગુજરાતી ભાષાંતરપૃષ્ટ ૧૩૩ થી જુઓ.

૪ મૂલશ્રુતિમાં **या** શબ્દ છે તેનો અત્ર ભાષાની અનુકૂલતા માટે 'જે' અર્થ મૂકીદઇ 'એક' ભજ્યો છે.

આવો પ્રશ્ન પણ ઉઠતો નથી. પૃથ્વી, જલ, તેજ, વાયુ એ ચાર ભૂતો યોગ્ય પ્રમાણમાં એકઠાં થાયછે ત્યારે તેમાંથી ચૈતન્ય ભાસેછે; જેમ મહુડાનાં ફૂલમાં કોઇ જાતનો માદક ગુણ નથી પણ તેને સોહવી અમુક રીતે અર્ક ખેંચતાં—સંસ્કાર ફેરવતાં—તેમાં માદકગુણ આવેછે તેમ ચૈતન્ય પણ પ્રકાશેછે, એવો ચાર્વાકનો મત તારામાં ચોટી બેઠો હોય, પણ તને આત્મચૈતન્ય શું છે તે જાણવાની જિજ્ઞાસા હોય તો હવે તારે બહુ સાવધ થઈને પ્રવર્તવું જોઇએ. વ્યાવહારિક પ્રત્યેક કાર્યમાં જોડાતાં પહેલાં જોડાનારે પોતે યોગ્ય થવું જોઇએ છીએ. કાલેજોમાં દાખલ થવાની ઉમેદ રાખનાર અભ્યાસીએ પ્રથમ યુનિવર્સીટીની પ્રવેશિકમાં પાસ થવું જોઈએ છીએ, તેમ આત્મજ્ઞાનનો વિચાર કરવા બેસતાં પહેલાં સાધનસંપત્તિ મેળવવાની જરૂર છે—અધિકારી થવું જોઇએ: એને માટે [1]વિવેક, [2]વૈરાગ્ય, [3]શમાદિષટ્સંપત્તિ, અને [4]મુમુક્ષુતા [ એ ચાર સાધનસંપત્તિ કહેવાયછે ] મેળવવાં જોઈએ. વાંચનારમાં જેટલે અંશે એ હશે તેટલે અંશે તેને સ્વરૂપબોધ થશે. નચિકેતા આત્માસંબંધી પૂછેછે ત્યારે તેનામાં સાનધસંપત્તિ કેવી છે, એ ભગવાન્ યમરાજાએ વિચારવાનું છે—જોવાનું છે. આપણે અત્યારસુધીમાં જાણી લીધું છે કે નચિકેતામાં શિષ્યબુદ્ધિ પરાકાષ્ટાએ પહોંચેલી છે. ભગવાન યમનું તે પ્રીતિભાજન થયો છે. " આત્મા નાશવંત નથી એમ આચાર્યોથી મેં સાંભળ્યું છે. " એમ કહેવારૂપ વિવેક—સત્યાસત્ય

---

૧ આત્મા નિત્યરૂપ છે અને તેનાથી વિપરીત સ્વભાવવાળું સર્વ અનિત્ય છે. આ પ્રમાણેનો સંશય વગરનો નિશ્ચય તે વિવેક કહેવાયછે

૨ બ્રહ્માદિ લોકથી સ્થાવર પર્યંતના વિષયભોગનાં સાધનોમાં કાકવિષ્ટાના અગ્રહણ જેવી બુદ્ધિને વૈરાગ્ય કહેછે.

૩ શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન એ ષટ્સંપત્તિ કહેવાયછે. શમ એટલે વાસનાત્યાગ—આંતરૂનિરોધ, દમ એટલે બાહ્યેન્દ્રિયોનો અવિહિત વિષયો તરફનો નિરોધ, ઉપરતિ એટલે પોતપોતાના વિષયોથી ઇંદ્રિયોનું પાછું વળવું સુખ દુઃખનું સહન કરવું તે તિતિક્ષા, શ્રીસદ્‌ગુરૂ અને વેદવાક્યમાં ભક્તિ તે શ્રદ્ધા, અને સત્બ્રહ્મમાં ચિત્તની એકાગ્રતા તે સમાધાન કહેવાયછે.

૪ સંસાર બંધનથી મુક્ત થવાની દૃઢબુદ્ધિ તે મુમુક્ષુતા કહેવાયછે,

વિચાર—તો નચિકેતામાં છે જ. જો એમ ન હોય તો ત્રીજા વરરૂપ પ્રશ્ન ઘટે જ નહિ; તથાપિ નચિકેતાનો વિવેક દૃઢ છે કે અદૃઢ છે, વૈરાગ્યાદિ સાધનો તેનામાં છે કે નથી, આનો નિશ્ચય પ્રસિદ્ધ થવા માટે ભગવાન્ યમરાજા નચિકેતાની માગણી સાંભળી જરા મરક્યા અને બોલ્યાઃ— પ્રિય પુત્ર [1]નચિકેતા! તું આત્માસંબંધી વર માગેછે પણ તે ન માગ એમ હું કહુંછું. કેમકે પૂર્વે શમાદિ સંપત્તિવાળા હતા.અને હાલ પણ છે તે દેવોએ પણ અહીં—આ આત્માનું સ્વરૂપજ્ઞાન મેળવવામાં શંકા કરાએલી છે. તેઓ પણ આત્મસ્વરૂપનો નિર્ણય કરી શક્યા નથી, તો તું આટલો નાનો બાલક તેનો નિર્ણય સમજવાને કે કરવાને શી રીતે યોગ્ય થઈ શકે? આત્માનું સત્યત્વ અથવા અસત્યત્વ એ બન્નેરૂપ ધર્મ બહુ સૂક્ષ્મ છે. તે સારી રીતે જાણી શકાય તેવો નથી. દેવો પણ નથી જાણી શક્યા, માટે જ તું પણ તે જાણવાનું મમત્વ મુકી દે. એ સિવાયનો બીજો વર તું માગી લે. તારી જે ઇચ્છા હશે તે હું તને આપીશ. "તું [2]ત્રણ વર માગી લે" એ સત્ય વચનરૂપ પાશથી હું તારી પાસે બંધાયો છું. હું તારો ઋણી છું, જે માગે તે આપવા બંધાયો છું, તથાપિ આ આત્માના પ્રશ્નરૂપ દુર્વિજ્ઞેય ભાર તું મારા ઉપર ન મૂક. એવા પ્રશ્નથી મને ન બાંધ. એ અતિ [3]દુર્બોધ્ય વાતથી તને ક્લેશ થશે, માટે તે છોડી દઇ બીજું જે જોઈએ તે માગી લે. મને મારા વચનરૂપ પાશથી મુકત કર.

આટલું કહી ભગવાન્ યમરાજા સ્તંભ્યા. નચિકેતા પોતાની માગણીમાં અડગ રહ્યો, સાવધ થયો અને બોલ્યો. [4]હે યમરાજા ભગવાન્! અહીં આત્માના વાસ્તવ સ્વરૂપના વિચારમાં પૂર્વે દેવોએ પણ શંકા કરાએલી છે એટલે અવશ્ય તે વિષય બહુ ગહન છે એમ મને લાગે છે. વળી આપ પણ આ જે આત્મા છે તે અવશ્ય સારીરીતે જાણી શકાય તેવો નથી એમ કહોછો. હા તે યથાર્થ

---

૧ અહીંથી ૨૧ મી શ્રુતિ આરંભાઇ. ૨ પાછળ ૯ મી શ્રુતિ જુઓ.

૩ અતિ દુઃખે જેનો બોધ થઇ શકે તેવો. ૪ અહીંથી ૨૨મી શ્રુતિ આરંભાઇ.

છે. મેં પિતાપાસે સાંભળ્યું છે કે આત્મતત્વ સારીરીતે જણાય તેવું નથી એમ સમજનારો માણસ તેને [1]જાણેછે. હવે ઇશ્વરના પૂર્ણ અનુગ્રહથી અને પ્રીતિથી હું આપના શરણમાં ઉભો છું, તો મારે ક્યાં જવું ? આ [2]દુર્વિજ્ઞેય આત્માનો **ઉપદેશ કરનાર આપ સરખા મહાત્મા દુર્લભ** છે. આપસરખા દુર્લભ શ્રીસદ્‌ગુરુનું શરણ પામ્યા પછી જો હું આત્માને ન જાણું તો પછી ત્રણ લોકમાં મને કોણ જણાવે એમ છે ? આપ જ છો. આપ વગર બીજો કોઈ સમર્થ નથી. આપ જ મારૂં સર્વસ્વ છો. હું આપનો છું. હે પૂજ્યપિતા ! હે દેવ ! ! મારા ઉપર જો આપની પ્રીતિ હોય અને મને આપે યાચના કરવા પ્રેરેલું વચન જો સત્ય હોય તો હું આત્મજ્ઞાનની પ્રાપ્તિરૂપ ત્રીજો વર માગું છું. **આની તુલ્ય બીજો વર** મારે કોઈ પણ માગવાનો **નથી** ! ! !

**નચિકેતાની** જિજ્ઞાસાનું [3]દાર્ઢ્ય **ભગવાન્ યમે** જોઇ લીધું ; તો-પણ અતિ દુર્વિજ્ઞેય આત્માનું જ્ઞાન શિષ્યની સંપૂર્ણ યોગ્યતા અનુભવ્યા-વગર અપાય નહિ એ શિષ્ટ સિદ્ધાંત છે. પવિત્ર [4]**ભારદ્વાજાદિ** ઋષિ-ઓએ જયારે **ભગવાન** પિપ્પલાદમુનિ પાસે આત્મસ્વરૂપ જાણવાનો પ્રશ્ન કર્યો, ત્યારે તેમણે તેમને પણ એક આખું વરસ બ્રહ્મચર્ય પાળી [5]શ્રીગુરુસાન્નિધ્ય રહેવા આજ્ઞા કરી હતી. **નચિકેતા** હજી બાળક છે. તેણે કદાચ પ્રલોભન કરનારી મર્ત્યલોકની કે સ્વર્ગલોકની વસ્તુઓ પૂર્ણરીતે જોઈ નહિ હોય, માટે તે તેને બતાવી તેનો વૈરાગ્ય જાણી લેવાના હેતુથી **ભગવાન્ યમરાજા** તેને કહેછે. પ્રિય પુત્ર **નચિકેતા** ! તારી અવસ્થા જોતાં મને તારી [6]યાચના અયોગ્ય લાગેછે. તારાજેવાએ તો પિતાપાસે રહી શાસ્ત્રવિધિ પ્રમાણે માતા પિતાની સેવા કરી,-

[1]નોપનિશદની ૧૦-૧૧મી શ્રુતિ જુઓ.
:ખે જાણી શકાય તેવો. ૩ મજબૂતાઈ.
૨ ૭ શ્રુતિ જુઓ. ૫ ગુરુની સમીપ.

ગૃહસ્થી થઇ, પિતૃઋણથી મુક્ત થવું જોઇએ. ગૃહસ્થાશ્રમ એ બ્રહ્મચર્યપણે મેળવેલી સર્વ વિદ્યાની કસોટી છે. એ સર્વ આશ્રમોનો આશ્રય છે. તેમાં જોડાઇ તું પુત્ર પૌત્રાદિકવાળો થા. પુત્ર, સંસાર-ઋણથી અને પું નામના નર્કથી પિતાને મુક્ત કરેછે, માટે તે પિતાને ઇષ્ટ છે. તું સુપ્રજ થા. તારી ઇચ્છા હોય તો તું (૧) [૧]**સો વરસના આયુષ્યવાળા પુત્રપૌત્રો માગી લે.** હું તને તે આપીશ. સંસારીઓને પશુવગરતું જીવન અપૂર્ણ ગણાયછે. તારી ઇચ્છા હોય તો ઘણી જ સુંદર અને દૂધવાળી જોઇએ તેટલી (૨) **ગાયો માગી લે.** વ્યવહારમાં જેને ત્યાં હાથી હોયછે તેનો વૈભવ વખણાયછે; માટે જો તારી ઇચ્છા હોય તો પર્વતોના શિખર જેવા (૩) **ઘણા હાથી માગી લે.** ગાયો આદિ ઘણાં પશુ અને હાથી હોય, ત્યારે તેના પાલકને તેનો નિર્વાહ ચલાવવાની ચિંતા થઇ પડેછે. નિર્વાહ ચલાવવાનું મૂળ સુવર્ણ છે; માટે જો તારી ઇચ્છા હોય તો (૪) **સુવર્ણ માગી લે.** સુવર્ણની પુનઃ પ્રાપ્તિને માટે મારે વખતે પાદપર્યટન કરવું પડે એવી તને શંકા થતી હોય તો તે ન કરીશ. ભગવાન્ સૂર્યના રથમાં જેવા અશ્વો છે તેવા અશ્વોની તને ઇચ્છા થતી હોય તો તું (૫) **અશ્વો માગ.** તારી ઇચ્છા હોય તો સર્વ શુભગુણયુક્ત (૬) **ભૂમંડળનું વિસ્તીર્ણ રાજ્ય માગ.** હે **નચિકેતા!** ભૂમંડળનું રાજ્ય પામ્યા પછી પણ મર્ત્ય તો સો વરસ જ જીવેછે. ત્યારપછી તો સર્વ છોડી ચાલ્યા જવું પડે એવો તને ભય રહેતો હોય, તો હું પ્રસન્ન થઈને કહુંછું કે તું (૭) **જેટલાં વર્ષો ઇચ્છે એટલાં વર્ષો સુધી જીવ**[૧] અને સમગ્ર ઇંદ્રિયસુખ ભોગવ. [૨]**આને સમાન જો બીજું** કાંઇ પણ તું **માનતો હોઉં** તો તે **વર માગી લે.** (૮) હે **નચિકેતા!** ત્રણ લોકમાં ભિન્ન ભિન્ન પ્રકારતું ધન છે તે **ધન માગ** અને આટલાથી તને સંતોષ ન થતો હોય તો અનેક વૈભવવાળી (૯) **ચિરજીવિકા**—લાંબો કાળ ચાલે એવી જીવિકા **માગી લે.** પુત્ર! હું તને પ્રસન્ન છું. (૧૦) તું [૩]**સામ્રાજ્યપદધારી થા.** હું [૪]સત્યસંકલ્પદેવ છું. મનુષ્યની

---

૧ આંહીંથી ૨૩ મી શ્રુતિ આરંભાઇ.

૨ અહીં ૨૪ મી શ્રુતિ આરંભાઇ.

૩ ચક્રવર્તિ. ૪ સંકલ્પમાત્રથી સિદ્ધિ બનાવું એવા.

છે. મેં પિતાપાસે સાંભળ્યું છે કે આત્મતત્વ સારીરીતે જણાય તેવું નથી એમ સમજનારો માણુસ તેને [1]જાણેછે. હવે ઇશ્વરના પૂર્ણ અનુગ્રહથી અને પ્રીતિથી હું આપના શરણમાં ઉભો છું, તો મારે કયાં જવું? **આ** [2]દુર્વિજ્ઞેય આત્માનો **ઉપદેશ કરનાર આપ સરખા મહાત્મા દુર્લભ** છે. આપસરખા દુર્લભ શ્રીસદ્ગુરૂનું શરણ પામ્યા પછી જો હું આત્માને ન જાણું તો પછી ત્રણ લોકમાં મને કોણ જણાવે એમ છે? આપ જ છો. આપ વગર બીજો કોઈ સમર્થ નથી. આપ જ મારૂં સર્વસ્વ છો. હું આપનો છું. હે પૂજ્યપિતા! હે દેવ!! મારા ઉપર જો આપની પ્રીતિ હોય અને મને આપે યાચના કરવા પ્રેરેલું વચન જો સત્ય હોય તો હું આત્મજ્ઞાનની પ્રાપ્તિરૂપ ત્રીજો વર માગુંછું. **આની તુલ્ય બીજો વર મારે કોઈ પણ માગવાનો નથી!!!**

**નચિકેતાની** જિજ્ઞાસાનું [3]દાર્ઢ્ય **ભગવાન્ યમે** જોઇ લીધું; તોપણ અતિ દુર્વિજ્ઞેય આત્માનું જ્ઞાન શિષ્યની સંપૂર્ણ યોગ્યતા અનુભવ્યાવગર અપાય નહિ એ શિષ્ટ સિદ્ધાંત છે. પવિત્ર [4]**ભારદ્વાજાદિ** ઋષિઓએ જયારે **ભગવાન** પિપ્પલાદમુનિ પાસે આત્મસ્વરૂપ જાણવાનો પ્રશ્ન કર્યો, ત્યારે તેમણે તેમને પણ એક આખું વરસ બ્રહ્મચર્ય પાળી [5]શ્રીગુરુસાન્નિધ્ય રહેવા આજ્ઞા કરી હતી. નચિકેતા હજી બાળક છે. તેણે કદાચ પ્રલોભન કરનારી મર્ત્યલોકની કે સ્વર્ગલોકની વસ્તુઓ પૂર્ણરીતે જોઈ નહિ હોય, માટે તે તેને બતાવી તેનો વૈરાગ્ય જાણી લેવાના હેતુથી **ભગવાન્ યમરાજા** તેને કહેછે. પ્રિય પુત્ર **નચિકેતા**! તારી અવસ્થા જોતાં મને તારી [6]યાચના અયોગ્ય લાગેછે. તારાજેવાએ તો પિતાપાસે રહી શાસ્ત્રવિધિ પ્રમાણે માતા પિતાની સેવા કરી,

---

૧ કેનોપનિશદની ૧૦-૧૧મી શ્રુતિ જુઓ.

૨ અતિ દુઃખે જાણી શકાય તેવો. ૩ મજબૂતાઈ.

૪ પ્રશ્નોપનિષદ્ની ૨ જી શ્રુતિ જુઓ. ૫ ગુરુની સમીપ.

૬ માગણી.

ગૃહસ્થી થઇ, પિતૃઋણથી મુક્ત થવું જોઇએ. ગૃહસ્થાશ્રમ એ બ્રહ્મચર્યપણે મેળવેલી સર્વ વિદ્યાની કસોટી છે. એ સર્વ આશ્રમોનો આશ્રય છે. તેમાં જોડાઇ તું પુત્ર પૌત્રાદિકવાળો થા. પુત્ર, સંસાર-ઋણથી અને પું નામના નર્કથી પિતાને મુક્ત કરેછે, માટે તે પિતાને ઇષ્ટ છે. તું સુપ્રજ થા. તારી ઇચ્છા હોય તો તું (૧) [૧]**સો વરસના આયુષ્યવાળા પુત્રપૌત્રો માગી લે.** હું તને તે આપીશ. સંસારીઓને પશુવગરનું જીવન અપૂર્ણ ગણાયછે. તારી ઇચ્છા હોય તો ઘણી જ સુંદર અને દુધવાળી જોઇએ તેટલી (૨) **ગાયો માગી લે.** વ્યવહારમાં જેને ત્યાં હાથી હોયછે તેનો વૈભવ વખણાયછે; માટે જો તારી ઇચ્છા હોય તો પર્વતોના શિખર જેવા (૩) **ઘણા હાથી માગી લે.** ગાયો આદિ ઘણાં પશુ અને હાથી હોય, ત્યારે તેના પાલકને તેનો નિર્વાહ ચલાવવાની ચિંતા થઇ પડેછે. નિર્વાહ ચલાવવાનું મૂળ સુવર્ણ છે; માટે જો તારી ઇચ્છા હોય તો (૪) **સુવર્ણ માગી લે.** સુવર્ણની પુનઃ પ્રાપ્તિને માટે મારે વખતે પાદપર્યટન કરવું પડે એવી તને શંકા થતી હોય તો તે ન કરીશ. ભગવાન્ સૂર્યના રથમાં જેવા અશ્વો છે તેવા અશ્વોની તને ઇચ્છા થતી હોય તો તું (૫) **અશ્વો માગ.** તારી ઇચ્છા હોય તો સર્વ શુભગુણયુક્ત (૬) **ભૂમંડળનું વિસ્તીર્ણ રાજ્ય માગ.** હે **નચિકેતા!** ભૂમંડળનું રાજ્ય પામ્યા પછી પણ મર્ત્ય તો સો વરસ જ જીવેછે. ત્યારપછી તો સર્વ છોડી ચાલ્યા જવું પડે એવો તને ભય રહેતો હોય, તો હું પ્રસન્ન થઈને કહુંછું કે તું (૭) **જેટલાં વર્ષો ઇચ્છે એટલાં વર્ષો સુધી જીવ**[૧] અને સમગ્ર ઇંદ્રિયસુખ ભોગવ. [૨]**આને સમાન** જો બીજું કાંઇ પણ તું **માનતો હોઉં** તો તે **વર માગી લે.** (૮) હે **નચિકેતા!** ત્રણ લોકમાં ભિન્ન ભિન્ન પ્રકારનું ધન છે તે **ધન માગ** અને આટલાથી તને સંતોષ ન થતો હોય તો અનેક વૈભવવાળી (૯) **ચિરજીવિકા**—લાંબો કાળ ચાલે એવી જીવિકા **માગી લે.** પુત્ર! હું તને પ્રસન્ન છું. (૧૦) તું [૩]**સામ્રાજ્યપદધારી થા.** હું [૪]સત્યસંકલ્પદેવ છું. મનુષ્યની

---

૧ આંહીંથી ૨૩ મી શ્રુતિ આરંભાઇ.

૨ અહીં ૨૪ મી શ્રુતિ આરંભાઇ.

૩ ચક્રવર્તિ. ૪ સંકલ્પમાત્રથી સિદ્ધિ બનાવું એવો.

અને દેવની (૧૧) **સર્વ કામનાઓનો ભોગવનારો** હું તને કરૂંછું.

આટલીબધી સમૃદ્ધિ પોતાને મળેછે એમ જાણ્યા છતાં **નચિકેતા**નું એક રોમ પણ ફરક્યું નહિ. મહા મૂલ્યવાન હીરાના જેવા તેના ચિત્તમાં એક લીસોટો પણ થયો નહિ. **ભગવાન્ યમે** તે જોઇ લીધું. ઋણમુક્ત થવાની અતિ ઉચ્ચ ભાવનાથી કે કાંતો **નચિકેતા**ના અતિ તીવ્ર વૈરાગ્યના પ્રભાવથી જાણે યમરાજા પણ દાનવીરત્વમાં રંગાઇ ગયા. તેનો દાનપ્રવાહ આગળ વધ્યો. હે પુત્ર **નચિકેતા**! (૧૨) ભૂર્લોક, ભુવર્લોક અને સ્વર્લોક એ ત્રણે [1]**મર્ત્યલોકમાં જે જે** સત્ય કામો (પદાર્થો) **દુર્લભ** છે તે **સઘળા પદાર્થો** (સત્ય કામો) તું તારી **ઇચ્છાપ્રમાણે માગી લે.** કામલોકને ઓળંગી ઉત્તમ દેવપણું જોઇતું હોય તો માગી લે. તું દેવ થા. દેવ થઇને (૧૩) **આ અપ્સરાઓ** પામ. અશ્વમેધાદિક યજ્ઞો કરનારા **મનુષ્યોએ આવી** અપ્સરાઓ **મેળવી શકાતી નથી.** એઓનાં અંગપ્રત્યંગ રમણીયતાનાં ક્ષેત્ર છે. સૌકુમાર્યનો તે સાગર છે. સર્વ જગત્‌ની કાંતિનું જાણે તે બીજ છે. એમના સુગંધી શ્વાસથી સ્વર્ગ મઘમઘી રહ્યું છે. એમના વિચિત્ર પદોચ્ચારની નકલ સરસ્વતી કરેછે. તેઓ કામનો પણ કામ છે. દિવ્યાભૂષણથી તેઓ અલંકૃતા છે. એમના અવલોકનથી સર્વ જગત્ પ્રકાશ્યું છે. સ્વર્ગમાં રહેનાર પુરુષોના મનને અને નેત્રોને તે દર્શનમાત્રથી આનંદિત કરી નાખેછે. સર્વ લક્ષણથી તેઓ પૂર્ણ છે. ભોક્તા પુરૂષોના અનેક પુણ્યકર્મરૂપ છે. સર્વમય છે, તે તું માગી લે. તેઓ **રથે સહિત** તથા **વાદિત્રે સહિત** છે. **હું** તને તે આપુંછું. **મારાં આ આપેલાંથી હે નચિકેતા! તું સેવા કર.** આમ મનુષ્ય તથા દેવને અપ્રાપ્ત એવાં સર્વ સુખોનો તું સ્વામી થા.—આનંદ ભોગવ; પણ **મરણસંબંધી** પ્રશ્ન—શરીર મુઆપછી આત્મા છે કે નથી એવો આત્મજ્ઞાનસંબંધી પ્રશ્ન **માં પૂછ.** એવું પુછવાને તું યોગ્ય નથી.

મહાસમુદ્રની મહાભરતીની પેઠે **ભગવાન્ યમરાજા**નું દાતૃત્વ ઉભરાઇ ગયું. એક મર્ત્યશરીરને જેટલું અપાઇ શકાય તેટલું આપવાને તેમણે

---

[1] ઙ

ઇચ્છયું. પોતાની સર્વ સિદ્ધિ આપી દેવાને ઇચ્છી. દેવપણાને એ જ ધટેછે. યમલોકમાં પોતાના પાપકર્મનો સ્વાદ અનુભવતા પામર પ્રાણીઓને પણ આ દાતૃત્વમૂર્તિનો પ્રકાશ જોવામાં આવી ગયો. તેમનું દુઃખ ઘડીભર તેઓ વિસરી ગયા. યમરાજના શ્વાસની અને શબ્દોચ્ચારણની અનેક આનંદમય પ્રતિમાઓ બધે ઠેકાણે ઘૂમવા લાગી. પોતપોતાનાં યોગ્ય સ્થાનમાં વિરમવા લાગી. દેવો તેનું પાન કરવા લાગ્યા. કેટલાક પામરો તેથી આપદ્મુક્ત થઇ યથેચ્છ ગમન કરવા લાગ્યા. કેટલાક જીવો જાગ્રત થઈ ગયા. યમલોકમાં તો સર્વત્ર આનો જ ઝગઝગાટ થઇ રહ્યો. અવશેષ પ્રતિમાઓ નચિકેતાના શ્વાસમંડલની આસપાસ ઘેરાઇ ગઇ, પણ તેમનાથી નચિકેતામાં પ્રવેશ કરાઈ શકાયો નહિ. નચિકેતાના શ્વાસબલનો તેને ધક્કો લાગ્યો. ત્યાંથી તે મર્ત્યલોકમાં આવી ભ્રમણ કરેછે. પોતાને યોગ્ય અધિકારીને શોધેછે. વાંચનાર! તારી ભાવના સિદ્ધિઓ મેળવવાની હોય તો તેને અનુસરતાં વિધિકાર્યો કરીશ તો તને તે યથાકાળે પ્રાપ્ત થશે. આ વાત તો આવતા ભવિષ્યને માટે છે, પણ હમણા તો આપણે પવિત્ર નચિકેતાનું સ્વરૂપ જોવું છે, જેથી તું આતરફ નહિ વળતાં તેતરફ ઝોકા.

નચિકેતા યમરાજાના તરફથી રચાયેલ દાનપ્રેરણાની પ્રતિમાઓમાં ઘેરાએલો છે. તેમાં તેણે ઘણું જોયું. તેની આસપાસ જાણે અલૌકિક રામાઓ ઘૂમતી હોય તેમ લાગ્યું. કોઇ તેનાં ઓવારણાં લેવા કરેછે, તો કોઈ પંખા ઉડાડવા કરેછે. કોઇ તેના ચરણસ્પર્શને માટે દોડી આવવા કરેછે, કોઇ અનેક તરેહના હાવભાવ કરેછે. તેમનાં દિવ્યસ્વરૂપો, દિવ્યવસ્ત્રો, દિવ્યાલંકારો અને આનંદમય ચેષ્ટાઓ પ્રતિ ક્ષણે રૂપાન્તર પામવા લાગ્યાં. નચિકેતાને તો એમ જ ભાસ્યું, કે તેની આસપાસ જાણે સર્વ સિદ્ધિમય બ્રહ્માંડ પસરી ગયું છે. એક પ્રજ્વલિત અગ્નિની આસપાસ જેમ પવનનાં લહેરાં આવેછે, જાયછે, એકબીજાં ભેદાયછે, વિકાર પામેછે, દૂર જાયછે અને સ્વરૂપભેદ પામેછે; તેવી રીતે પોતાની આસપાસની સઘળી પ્રતિમાઓમાં થતું હોય તેમ તેને ભાસ્યું. કેટલીક ક્ષણસુધી તેણે પોતાના પ્રાણને રંતભ્યો. તે આંખો મીંચી ગયો. રત્નાકરમાંથી રત્ન લેવા ગયેલો તારો રત્ન મળ્યાપછી

જેમ ઉપર આવવાની ક્રિયા કરેછે તેમ નચિકેતાએ કુંભકાવસ્થામાંથી કાંઈક મેળવી લીધું. [1]શનૈઃ શનૈઃ તેણે પોતાના કુંભકનો સંહાર કર્યો. આ સંહારની સાથે જ તેની આસપાસ વીંટળાઈ વળેલી સર્વ પ્રતિમાઓનો પણ સંહાર થઈ ગયો. તેણે આંખ ઉઘાડી. દાનરૂપ પવનના ઝપાટા લાગી સિદ્ધિઓરૂપ કાજળીઓનાં પડ ઉડી જતાં બાકી રહેલા કચક્તિ અગ્નિના જેવા ભગવાન્ યમને તેણે દીઠા. આ દર્શનપ્રભાવથી ચિકેતા દિવ્યદૃષ્ટ થયો. તરત તે સાષ્ટાંગદંડવત્પ્રણામ કરી ભગવાન્ યમના ચરણમાં પડી, નેત્રપ્રવાહથી અને શ્વાસપ્રવાહથી તેનું પ્રક્ષાલન કરી, ઊભો થઈ, સ્તબ્ધાંજલિ કરી, આપ્રમાણે બોલ્યો :—

હે [2]પુણ્યશ્લોક શ્રીસદ્‌ગુરુ! આપ મારાઉપર પૂર્ણ કૃપાવંત છો. આપના અનુગ્રહથી પુત્રપૌત્રાદિકથી આરંભીને સ્વર્ગસ્થ અપ્સરાઓ-સુધીના વૈભવી પદાર્થોનું ક્ષણિકત્વ મને સમજાઈ ગયું. સ્ત્રીઆદિ પદાર્થો જો સુખનાં સાધનભૂત ગણાતા હોય તો તે ઉત્પત્તિપૂર્વે અથવા અંતપછી તો નથી જ. માત્ર તે તો વર્તમાનકાલમાં જ સુખનાં સાધન છે, એમ મનાયછે. પરંતુ વાસ્તવતાનો વિચાર કરતાં आदावन्ते च यन्नास्ति वर्त्तमानेऽपि तत्तथा ॥ " જેઓનું પ્રારંભમાં અને અંતમાં અસ્તિત્વ નથી તેઓ તો વર્તમાનમાં પણ નથી " કેમકે नाभावो विद्यते सतः જો વર્તમાનમાં સત્ હોય તો તેનો અભાવ—નાશ હોઈ શકે નહિ. રજ્જુમાં સર્પની ભ્રાંતિ થઇ છે, પરંતુ રજ્જુનું યથાર્થ જ્ઞાન થાયછે ત્યારે તેમાં આદિ, અંત કે વર્તમાનમાં સર્પ નથી. તેમ સ્ત્રીઆદિ વિષયોમાં સુખસાધનત્વ મનાયું છે તે કેવળ ભ્રાંતિજન્ય છે. સ્ત્રીઆદિ વિષયોનું સ્વભાવજન્ય સુખસાધનત્વ નથી. મનુષ્યજાતની, દેવજાતની કે અન્ય પ્રાણિવર્ગની સ્ત્રીઓ જ જો સુખનું સાધન હોય તો તે સર્વકાળમાં અને સર્વને હોવું જોઇએ. પરંતુ બાલ્યાવસ્થામાં સ્ત્રી (કન્યા) સ્ત્રીત્વસુખના સાધનરૂપ નથી. યુવાવસ્થામાં પોતાના પતિસિવાય બીજાને સુખકર નથી. પતિને પણ એકબીજાની અનિષ્ટ અવસ્થામાં તે સુખકર નથી. મનુષ્યને દેવ અથવા અન્ય

---

૧. ધીરે ધીરે. ૨ પવિત્ર કીર્ત્તિવાળા.

પ્રાણિજાતિની સ્ત્રી, દેવને મનુષ્ય અથવા અન્ય પ્રાણીજાતિની સ્ત્રી અને અન્ય પ્રાણીને મનુષ્ય અથવા દેવજાતિની સ્ત્રી સુખના સાધનરૂપ ક્યાં છે? એક શ્વાન અપ્સરાઓના ટોળામાં રહી તેના હાવભાવ જોતાં છતાં અને સ્પર્શ પામતાં છતાં આનંદનો અનુભવ કેમ કરી મેળવી શકે? તે તો પોતાની જાતની સ્ત્રીથી જ મેળવી શકે. દેવ, મનુષ્ય, ગંધર્વ ઇત્યાદિ બધાઓને પોતાની જાતિમાં અને તેમાં પણ જે વ્યક્તિમાં તેમણે સ્ત્રીત્વ-ભાવના કલ્પી છે તેમાંથી આનંદ મળેછે. બીજેથી નથી મળતો. પુત્રપૌત્રાદિક સર્વ પદાર્થોમાં પણ આવી જ રીતે સુખ કલ્પાએલું છે. પરંતુ તેમાં પણ વિચારી જોઇએ તો સુખ ક્યાં છે? જ્યાંસુધી પુત્ર થયો નથી ત્યાંસુધી થવાની ચિંતા, પછી ભણાવવાની, પરણાવવાની, અને પ્રતિષ્ઠિત બનાવવાની ચિંતા. તેમાં પણ જો ગત થઇ જાય તો પાછલી ચિંતાનો તો પાર જ નહિ. આમ પુત્રપૌત્રાદિક પદાર્થોમાં ચિંતા સિવાય બીજું કાંઈ નથી. સુખ તો નથી જ. અન્ય સર્વ ભોગ્ય વસ્તુઓ પણ વિચારવા જેવી છે. જેઓ એક વ્યક્તિને ભોગ્ય છે તેઓ બીજાને અભોગ્ય છે. એક કાલે જે ભોગ્ય છે તે અન્ય કાલે અભોગ્ય છે. [1] હે અંતક! હે યમરાજા! જે આ પુત્ર, પૌત્ર, પશુ, હસ્તિ, સુવર્ણ, અશ્વ, મંડલાધિપત્ય અને અપ્સરાઓ આદિ સર્વ પદાર્થો જેને આપ અત્યંત પ્રિયકર છે એમ કહોછો, તે સર્વ અત્યારસુધી તો મારી પાસે નથી. કદાચ આપનાથી તે હું પામું, તોપણ તે હમેશાં મારી પાસે રહેશે અથવા હું તેમની પાસે રહીશ—વધારે શું કરવાને, તેઓ સર્વ કાળે હશે કે નહિ—તેનો નિશ્ચય ક્યાં છે? તે આ સર્વ તો [2] મર્ત્યને **શ્વોભાવા**—કાલ હશે કે નહિ તેવા સંદેહવાળા છે. સર્વ અનિત્ય છે. જો હું તે લઉં તો તેમના વિયોગથી અથવા મારે તેમને છોડવા પડે ત્યારે, તે સઘળા મને પરમદુઃખની પ્રાપ્તિ કરનારા થાય. કદાચ તેઓ ચિરકાલ સ્થાયીપણું પામ્યા હોય તોપણ તેઓ દુઃખરૂપ જ છે. જેમ પૂર્ણ શ્રીયુક્ત ઉત્તમ પુષ્પોમાંથી નલિકાદ્વારા સુગંધ ખેંચી લેતાં તેઓ નિસ્તેજ થઇ જાયછે, તેમ સ્ત્રીઆદિ સર્વ ભોગ્ય વસ્તુઓ પોતપોતાને લગતી સર્વ **ઇંદ્રિયોનું તેજ ખેંચી લેછે.** સર્વ ઇંદ્રિયોના તેજના

---

૧. ૨૬ મી શ્રુતિ આરંભાઈ. ૨. મનુષ્ય.

બીજરૂપ વીર્યને સ્ત્રીઓ ખેંચી લેછે. પુત્રપૌત્રાદિક ધર્મ, પ્રજ્ઞા, યશ ઇત્યાદિનો નાશ કરેછે. મારા જ પિતા ઉદ્દાલકનું દૃષ્ટાંત જુઓ. મારે જ લીધે તેમને ક્ષોભ થયો અને મારા વિયોગથી અત્યંત દુઃખી થયા. સર્વ ઇંદ્રિયસુખથી ભ્રષ્ટ થયા—નિસ્તેજ થયા. હું જે પિતાનો આજ્ઞાકારી હતો અને આપ **ભગવાન્**નો પ્રેમપાત્ર છું તેનાથી જ જો મારા પિતાને દુઃખ ઉત્પન્ન થયું છે તો અન્ય લૌકિક પુત્ર પૌત્ર પોતપોતાના પિતાને દુઃખના કારણરૂપ થાય તેમાં શું કહેવું ? સદ્ગુરો ! આથી હું એ સર્વને અનિત્ય અને દુઃખરૂપ દેખુંછું. મારે તે નથી જોઇતાં. કદાચ આ સર્વ ચિરકાલપર્યંત મને આપો તોપણ તે **સર્વ જીવન અલ્પ જ છે.** બ્રહ્મા જેનું [1]આયુષ્ય અતિ મોટું ગણાયછે તે પણ મરણભય મટવામાટે અંતરાત્માનું ધ્યાન કરી રહેછે, તો મનુષ્ય શી ગણતીમાં છે ? સ્વર્ગલોકમાં ગયા પછી પણ જ્યારે **क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति** પુણ્ય સંસ્કારોનો ક્ષય થતાં મર્ત્યલોકમાં આવવું પડેછે ત્યારે એ શા ખપનું ? બ્રહ્મા, વિષ્ણુ, શિવ એ સર્વ કાળવશ છે, અલ્પ જ છે, તો પછી હે યમરાજા ! હું શીરીતે સ્થાયી થઇ શકીશ? પુત્રપૌત્રાદિકથી આરંભી અપ્સરાઓ, **વાહનો, નૃત્ય, ગીત** ઇત્યાદિ જે કાંઇ મને આપે આપવા ધારેલું છે તે સર્વ **આપનું જ** હો. મારે કાંઇ જોઇતું નથી.

વળી હે **ભગવન્**! આપ મને ત્રિલોકીનું વિત્ત માગી લેવાને પ્રબોધોછો, પરંતુ સુવર્ણ ધન ઇત્યાદિ પદાર્થો પણ **નાશવંત છે,** વ્યાવહારિક સર્વ કર્મમાત્રમાં જો કે તે મુખ્ય સાધનરૂપ છે, તોપણ **जनयत्यर्जने दुःखं** ધન પેદા કરવામાં દુઃખ છે. સંસારીઓ તે એકઠું કરવામાં ઘણે પ્રકારે દુઃખી થાયછે. ઘણાઓને તે જોઇતું પ્રાપ્ત થતું નથી. થાયછે તો તેને સાચવવાને માટે પણ દુઃખ જ ભોગવવું પડેછે. ધનપતિઓને પણ દુઃખ જ ભોગવવું પડેછે. તેઓને રાજ્યકલહ કે દુર્ભિક્ષના સમયરૂપ વિપત્તિઓ પડેછે ત્યારે તેના રક્ષણને માટે અતિ ઘણી ચિંતા થઇ પડેછે; માટે ધન **तापयन्ति विपत्तिषु ॥**

---

૧. બ્રહ્માનું આયુષ્ય ૩૧૧૦૪૦૦૦૦૦૦૦૦.૦૦ માનવ વર્ષનું થાયછે.

પણ સંપત્તિનો સહજ સ્વભાવ છે કે તે મોહ પેદા કરેછે. **मोहयन्ति च संपत्तौ कथमर्थाः सुखावहाः** આમ હોવાથી ધન સુખકારક કેમ હોય? [1]**ધનવડે મનુષ્ય તૃપ્ત કરવા યોગ્ય નથી;** માટે હું તે ઈચ્છતો નથી. [2]હે કર્મપ્રેક્ષક દેવ! હું જો આપને શરણ થયો-છું—આપ કૃપાળુશ્રીનાં હું મારાં ચર્મચક્ષુથી પણ દર્શન કરૂંછું—**આપ-ને જોઉંછું તો હું ઘણું ધન પામીશ.** વળી આપ સર્વ જગતના મૃત્યુરૂપ છો અને મારા શ્રીગુરુરૂપ છો તો **જ્યાંસુધી આપ યમપદ ઉપર સ્થિત છો ત્યાંસુધી હું જીવીશ.** સર્વ ધનની અને સર્વ જીવિતની પ્રાપ્તિ તો આપની કૃપાદૃષ્ટિથી મને મળી જ ચૂકી છે. હવે મારે કાંઇએ માગવું પડે તેમ રહ્યું નથી. કેમકે શ્રુતિ, સ્મૃતિ અને લોકવાયકા એમ કહેછે કે દેવતાનાં દર્શનાદિથી ઈષ્ટપ્રાપ્તિ થાયછે. હે ભગવાન્! જે કાંઈ આપે આપવાનું છે તે સર્વ મને મળી ચૂક્યું છે, મારે માગવા યોગ્ય બીજું કાંઈ નથી. માત્ર દેહાંતે આત્માનું અસ્તિત્વ છે કે નથી એ શંકારૂપ જે વર છે તે **જ મારે માગવાનો વર છે.**[1] માટે કૃપા કરી મને તે આપશો. હે યમ! સ્વર્ગમાં રહેનાર દેવો અને આપ એ સર્વને વૃદ્ધાવસ્થા આવતી નથી તથા [3]મૃત્યુભય પણ થતો નથી. માનવ સર્વ જન્મમરણને પ્રાપ્ત થાયછે. આપ સર્વ સ્વર્ગમાં રહોછો તો હું અલ્પ માનવ પૃથ્વી અને અંતરીક્ષની વચ્ચે રહેનારો છું. પિતા અને સભાસદોના અનુમોદનથી હું આપ અજરામરદેવનું સાન્નિધ્ય પામ્યો છું. તે પામીને અને વળી આપ કૃપાળુશ્રીના કૃપા-કટાક્ષથી પુત્ર, સ્ત્રી ઈત્યાદી નાશવંત પદાર્થો છે માટે આત્મસ્વરૂપ સમજવું જોઈએ એમ, તથા અપ્સરાનાં વાદ્ય, તેઓ સાથેની ક્રીડા, અને તેઓથી થતો આનંદ એ સર્વ ક્ષણિક છે—નાશવંત છે એમ વિચારી શકયો છું,—એ જાણતો થયો છું. આ કોઈ સમષ્ટિભગવાનની [4]અમોઘ

---

૧ એમાં ૨૭મી શ્રુતિનો અર્થ છે. ૨ માનવકર્મને જોનાર.

૩. પાછળ પૃષ્ઠ ૨૧ માં ૧૨ મી શ્રુતિ જુઓ. ૪ અત્યંત.

ઇચ્છાથી થયું છે. આમ છે એટલે હે ભગવન્! [1]**આપ અજરામર દેવોનું સાન્નિધ્ય પામીને** આત્મસ્વરૂપ સમજવું જોઈએ એમ જાણતો અપ્સરાઓનાં વાદ્ય, તેમની સાથેની ક્રીડા અને તજ્જન્ય સુખ એ સર્વ નાશવંત છે એમ વિચારતો, **પૃથ્વી અને અંતરિક્ષવચ્ચે સ્થિત થએલો જરામરણવાળો કયો માણસ** બ્રહ્માદિના અતિ **લાંબા જીવનમાં**—જે કે પરિણામે નાશ પામવાનું છે તેમાં રમે—આનંદ પામે? કોઇ ન પામે. આટલું બધું પ્રાપ્ત થયા છતાં પણ જો કોઈ તેમાં [2]લિપ્સા કરે તો તેના સંસ્કારો અધમ છે. તેમાં વિવેક વૈરાગ્યાદિની ખામી છે એમ સમજવું. આપના પ્રસાદથી મારામાં તે ન્યુનતા નથી; માટે [3]**હે મૃત્યુ! જે પ્રેતશરીરમાં** આ આત્મા છે કે નથી એમ **દેવો શંકા કરેછે,** જે મોટા **પરલોક વિષયરૂપ મહાપ્રયોજન નિમિત્તમાં**—મોક્ષરૂપમાં છે તે આત્મા **મને કહો.** એ આત્માસંબંધી જ્ઞાન મને આપો. મેં માગેલો જે આ વર છે તે ઘણે કષ્ટે વિવેચન થઇ શકે તેવો ગૂઢ—અતિ ગહન છે, એ વાત ખરી છે; તથાપિ આપ મહાત્માને શરણે આવેલા અને આપની શિષ્યતા પામેલા મારામાં એ પેઠો છે—એ વર માગવાની મને બુદ્ધિ ઉપજી છે માટે **નચિકેતા, તે વરથી બીજો વર માગતો નથી.** આટલું બોલી પોતાનું કરસંપુટ વીંખી નાખી સ્થૂલ શરીર, પ્રાણશરીર—એજ શરીર અને ચિત્ત એ સર્વરૂપ પુષ્પની છેવટની પુષ્પાંજલિ આપતો હોય તેમ શ્રીકૃતાંત ભગવાનના ચરણમાં કેમ જાણે તદ્રૂપતા મેળવવા જતો હોય તેમ નમી પડયો. અહા! સાધનસંપત્તિની શી પ્રભા છે!!!

વાંચનાર! તેં **નચિકેતાનું** સ્વરૂપ બરાબર જોયું? પ્રતિશ્વાસની સાથે જો તારા ચિત્તની સામે તે જોવાઈ શકાય તો [4]ચક્રભ્રમણમાં ભિન્ન આરાઓનું એકતાપણું અનુભવાયછે, તેમ તારૂં સ્વરૂપ પણ **નચિકેતાને** તદ્રૂપ દેખાય. એ વેગ જો અટકી જાય અથવા તેમાં

---

૧ એમાં ૨૮ મી શ્રુતિનો અર્થ છે. ૨ ઈચ્છા.

૩ એમાં ૨૯ મી શ્રુતિનો અર્થ છે. ૪ પૈડાનો વેગ.

કાંઇ બીજું પ્રવેશ પામે તો તારૂં સ્વરૂપ વિકાર પામી જાય—ભિન્ન જણાય. એક કુંડીમાંના સ્થિર જલમાં સૂર્યનો પ્રકાશ પડી તેથી ભીંત-ઉપર પ્રતિબિંબ પડતું હોય; એ પ્રતિબિંબ કુંડીના જલની અસ્થિર-તાથી જેમ છિન્ન ભિન્ન થઈ જાયછે—નહિ સરખું થયું જાયછે, તેમ તારા ચિત્તની જો એકાગ્રતા નહિ થઇ હશે તો તને નચિકેતાના કે તારા સ્વરૂપનું ભાન થશે નહિ. એવી એકાગ્રતા તારે કરતાં શીખવી હોય તો તું મહાત્માઓએ બતાવેલા માર્ગનું પરિસેવન કરજે. અથવા નચિકેતાની પેઠે મહાપુરુષનું શરણ લેજે. નચિકેતા એક અતિ નાનો ઋષિકુમાર છે. પિતાની આજ્ઞાનું પાલન કરવાને તે ભગવાન યમરાજાપાસે ગયો છે. સત્યધારી છે. શાસ્ત્રવેત્તા છે. શ્રીગુરુભક્તિમાં અનન્ય છે. આત્મા અનાત્માનો વિવેક જાણેછે. આ લોકથી તે છેક બ્રહ્મલોકપર્યંતના વૈભવોને તેણે કાકવિષ્ટા સમાન તુચ્છકારી કાઢયા છે. શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન એ ષટ્સંપત્તિ તેનામાં દેખાઈ છે. સંસારવિમુક્તિની તેની ઈચ્છા પ્રબલ છે. આ સર્વનું ફરી ફરીને અવલોકન કરજે. એમાંનું તારામાં શું શું નથી તે મેળવવા પ્રયત્ન કરજે. એમ માન કે નચિકેતા નામે એક અલૌ-કિક [1]કુસુમગુચ્છ છે, અને અત્યારસુધીમાં અધિકાર નિર્ણય બતાવવા-રૂપ વાતો તેનું પ્રથમ [2]પુષ્પ છે. તું ફરી ફરીને આને સુંઘ, તને તે પ્રસન્ન થશે.

## પ્રથમ પુષ્પ સમાપ્ત.

---

૧ ફૂલનો તોરો.

૨ આ વાર્તા કઠોપનિષદને આધારે લખાઈ છે. એ ઉપનિષદને કઠવલ્લી નામ પણ અપાયેલું છે. તેમાં બે અધ્યાય અને પ્રત્યેક અધ્યાયમાં ત્રણ ત્રણ વલ્લી છે. આ વાર્તામાં વલ્લીને ઠેકાણે પુષ્પ નામ આપ્યું છે. અને અધ્યાયને ઠેકાણે ગુચ્છ નામ આપ્યું છે. ઉપનિષદ્ આખું ભગવાન્ યમ અને નચિકેતાના સંવાદ રૂપે છે. મુખ્ય પાત્ર-નચિકેતા છે માટે અત્ર નચિકેતા એ નામ કુસુમ ગુચ્છની સાથે જોડયું છે. વલ્લીમાં પુષ્પ સંભવે છે.

## પુષ્પ ૨જું.



[૧]નિત્ય નૈમિત્તિક [૨]કર્મોથી મળતું સ્વર્ગ અને તેમાં ભોગવાતાં સુખો જે અનિત્ય છે, તેનો **નચિકેતાએ** સ્વીકાર કર્યો નથી. એ બધાંઓને લજ્યાં છે. કેવળ આત્મજ્ઞાનની જ તેણે ઈચ્છા બતાવી છે. અત્યંત [૩]પ્રલોભન કર્યા છતાં પણ **નચિકેતા** ડગ્યો નથી. **ભગવાન્ યમરાજાને** તે આત્મજ્ઞાનનો પૂર્ણ અધિકારી ભાસ્યો છે; એટલે વિદ્યાઅવિદ્યાના વિભાગ પ્રદર્શનપૂર્વક તે **નચિકેતાનાં** વખાણ કરેછે. શ્રીગુરુમુખથી શિષ્યનાં વખાણ થાય એ સર્વવિદ્યા સંપ્રાપ્તિનો બીજીરીતે અધિકારનિર્ણય છે. યોગ્યશિષ્યપ્રતિ અપાતું [૪]પારિતોષ પણ છે. **ભગવાન્ યમરાજા** કહેછે:— હે **નચિકેતા**! બુદ્ધિમાન્ પુરુષોના પ્રીતિવિષયક મોક્ષરૂપ જે નિત્ય સુખ છે તે [૫]**શ્રેય** કહેવાયછે. અને પામર પુરુષોના પ્રીતિવિષય સંસારસંબંધી વિષયજન્ય અનિત્ય સુખ છે તે **પ્રેય** કહેવાયછે. આ શ્રેય અને પ્રેય તે જ વિદ્યા અને અવિદ્યા છે. **તેઓ બને જૂદાં જૂદાં છે. ભિન્ન પ્રયોજનવાળાં** છે. એટલે શ્રેયનું પ્રયોજન મોક્ષ છે અને પ્રેયનું પ્રયોજન સ્વર્ગપ્રાપ્તિ છે. આ બંને શ્રેય પ્રેય પોતપોતાના અધિકારી **પુરુષોને બાંધેછે.** પોતપોતામાં પ્રેરેછે. શ્રેય ચતુષ્ટયસાધન સંપન્ન માણસને અને પ્રેય વર્ણાશ્રમધર્મસંપન્ન માણસને પોતામાં જોડેછે. કહેવાનું તાત્પર્ય એ છે કે આ અથવા ઉત્તરોત્તર પરજન્મમાં શાસ્ત્રરીતિવડે વેદવેદાંગ ભણી તેનો અર્થ જાણનાર, [૬]કામ્ય અને [૭]નિષિદ્ધ કર્મના ત્યાગપુરઃસર નિત્ય

---

૧. સંધ્યાવંદનાદિક નિત્ય કરવાનાં કર્મ.

૨. અગ્નિહોત્રાદિક યોગ્યસમયે કરવાનાં કર્મ. ૩. લાલચ.

૪. ઇનામ. ૫. એમાં પહેલી શ્રુતિનો અર્થ છે:

૬. કાંઈ કામનાથી કરવામાં આવતાં કર્મ.

૭. જે કર્મ કરવાને શાસ્ત્રે ના કહી છે તેવાં કર્મ.

નૈમિત્તિક, પ્રાયશ્ચિત્ત અને ઉપાસનાના અનુષ્ઠાનવડે તમામ પાપનો નાશ થઇ જવાથી જેનું અંતઃકરણ શુદ્ધ થઈ ગયું છે એવો, વિવેક, વૈરાગ્ય, શમાદિષટ્સંપત્તિ અને મુમુક્ષુતા જેનામાં છે એવો માણસ જ્ઞાન-માર્ગમાં—શ્રેયમાં જોડાયછે. અને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય પોતાના વર્ણધર્મથી તથા બ્રહ્મચર્યાદિ ચાર આશ્રમધર્મથી યુક્ત થઇ અવસ્થા-વિશેષે પોતપોતાને કરવાનાં શાસ્ત્રવિહિત કર્મમાં જોડાયછે—પ્રેયમાં જોડાયછે. આમ શ્રેયપ્રેયમાં જોડાએલા અધિકારીઓ ફલ પણ જૂદાં જ મેળવેછે. **તેમાં શ્રેય — જ્ઞાનમાર્ગ લેનારનું શુભ થાયછે.** એટલે જેઓ શ્રેયમાં જોડાયછે તે પોતાના સ્થૂલવિસર્જનની સાથે જ સૂક્ષ્મ, કારણ અને અવસ્થાત્રયનું વિસર્જન પામી કૈવલ્યમોક્ષમાં મળી જાયછે. અને **જે પ્રેયને માગેછે**—પ્રેયમાં જોડાયછે તે પુરુષતંત્રની પ્રબલતાના પ્રમાણમાં ઈષ્ટફલ ભોગવી પાછો સંસારચક્રમાં આવેછે. **તે અર્થથી—પુરુષાર્થથી—પારમાર્થીક પ્રયોજનથી છૂટો—થાય છે દૂર જાયછે.** હે નચિકેતા! આ પ્રમાણે શ્રેયપ્રેયના ઉપાસકોની ગતિ છે. તું તો શ્રેયનો અધિકારી છે. મને પ્રિય છે.

નચિકેતા પૂછે છે:—હે કૃપાળુ! આપશ્રીમુખના વચનથી એમ તો જણાય છે કે શ્રેય કે પ્રેય ભજવાનું બલ માણસની પોતાની સત્તામાં રહેલું છે. પુરુષતંત્ર કે પુરુષાર્થને અધિન છે. વળી શ્રેયનું ફલ નિત્યસુખ—મોક્ષ છે અને પ્રેયનું ફલ સંસારનું કે સ્વર્ગનું અનિત્ય સુખ છે. હવે આમ છે તો બધા પુરુષો શ્રેયને કેમ ઉપાસતા નથી? અથવા ઘણા, પ્રેયને શામાટે ઉપાસેછે? તે કૃપા કરીને જણાવશો. ભગવાન્ યમરાજા કહેછે:—પુત્ર! માયાની ગૂઢતમતાને લીધે ઘણા પ્રાણીઓ પોતાના સ્વરૂપને ભૂલી ગયેલા છે. "**अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः**" અજ્ઞાનમાં ગુંચવાઇ ગયેલા છે. અવિવેકી મનુષ્યોનું પ્રજ્ઞાસત્વ અનાદિ અજ્ઞાનને લીધે નબળું થઇ ગયું છે તેથી તેઓ શ્રેયપ્રેયને સ્વરૂપથી અને ફલથી છૂટાં પાડી વિચારી શકતા નથી. સૂર્યપ્રભાથી સર્વત્ર સૃષ્ટિમાં ભિન્નભિન્ન વર્ણોનું પ્રદર્શન સ્થિત છે. તેનો વ્યાવહારિક ઉપયોગ કરનાર અને લાભ લેનાર જીવોમાંના બધા ક્યાં જુએછે કે આ સર્વ સૂર્યપ્રભાથી જ ઉદ્ભવ્યું છે. કોઈ સમજુ હોય

તે જ જાણેછે. [1]શ્રેય અને પ્રેય આ સમષ્ટિરૂપ ઈશ્વરસત્તામાં સ્થિત છે. તેઓ બંને સર્વ મનુષ્યોને મળેછે, પરંતુ તેમને મંદાધિકારી વિચારી શકતો નથી. પણ ધીર વિવેકી પુરૂષ તેઓને સારીરીતે જોઈને પૃથક્ કરેછે. જેમ તેં જોયું છે કે, સંસારથી સ્વર્ગપર્યંતના સમગ્ર વૈભવો ક્ષણિક છે અને તે સર્વ ઇંદ્રિયોના તેજને નાશ કરનારા છે તેમ. આથી કરીને ધીર પુરુષ આ ક્ષણિક પ્રેયના કરતાં શ્રેયને જ સ્વીકારેછે. કેમકે તેઓ તો તારીપેઠે પરિણામને જુએછે. મંદબુદ્ધિ જીવો પોતાના અવિવેકને લીધે કેવળ યોગક્ષેમથી* આશામાં દોરવાઇ, ઇંદ્રિયસુખોની અભિલાલસામાં નિમિત્તરૂપ પશુપુત્રાદિના પ્રાપ્તિભૂત પ્રેયને માગેછે[1]—ઉપાસેછે—આચરે છે. પ્રેયની ઉપાસનાના કર્મમાં પ્રયત્ન બહુ છે ને ફલ દુઃખરૂપ છે. પણ શ્રેય-ઉપાસનામાં કર્મપ્રયત્નવિના દૃષ્ટાનર્થની નિવૃત્તિ થઇ આનંદની પ્રાપ્તિ થાય છે. [2]હે નચિકેતા! વહાલા પુત્રપૌત્રોને, પ્રિયરૂપ અપ્સરાદિને અને અતિ ઉચ્ચ કામનાઓને બરોબર વિચારી જોતો તે, તું તો, એ સર્વ નાશવંત છે એમ સમજી તેમને છોડી દેનારો છે. તેં તો તેમનો બધાંનો ત્યાગ બતાવ્યો છે. અને વળી બહુ ધનપ્રાપ્તિના સાધનભૂત આ માર્ગ કે જેમાં ઘણા અવિવેકી જનો ડૂબી જાયછે, તેમાં ને તેમાં ગોથાં ખાઈ દુઃખી થાયછે તેને પણ તું સ્વીકારતો નથી.[2] આ લોકમાં પ્રેય અને શ્રેય—[3]અવિદ્યા અને વિદ્યા એરૂપ જે એ માર્ગ છે, તેઓમાં અવિદ્યા યજ્ઞાદિક કર્મ-માર્ગ છે. આનાથી આ લોકનું અને પરલોકનું સુખ મળેછે. પર-લોકનું સુખ પણ અંતવાન્ છે. તે ભોગવાઈ ગયાપછી જીવાત્મા પાછો મર્ત્યલોકમાં આવેછે; આથી પ્રેય અવિદ્યા કે કર્મ સંસારનો હેતુ છે, પણ શ્રેય રૂપ વિદ્યા આત્મજ્ઞાનનો માર્ગ છે. તેનાથી નિત્યસુખ—મોક્ષ અનુભવાયછે. પ્રથમ માર્ગ અજ્ઞાનરૂપ અને દ્વિતીય માર્ગ જ્ઞાનરૂપ—તિમિર અને પ્રકાશરૂપ છે. પરસ્પર અત્યંત વિલક્ષણ છે.

---

૧. એમાં ૨ જી શ્રુતિનો અર્થ છે.

* યોગ=પ્રાપ્તિ અને ક્ષેમ=રક્ષણ. શરીર ઇંદ્રિઓઆદિ સર્વ સંઘાતનાં રક્ષણ થવામાં પશુ પુત્રાદિની જરૂર છે. તે હોય તો તેને ઐહિક સુખ મળેછે એવી આશામાં દોરવાઇ એવો અર્થ છે.

૨. એમાં ૩ જી શ્રુતિનો અર્થ છે. ૩. અત્ર ૪ થી શ્રુતિ આરંભાઈ.

એક બીજા ભિન્નગતિરૂપ કે ભિન્નફલરૂપ અન્તરે છે એમ હે નચિકેતા! તેં જાણ્યું છે. પૂર્વે અપ્સરાદિક સર્વ પ્રકારના ઘણા કામો મેં તને આપવા ઇચ્છયા પણ એ કોઇ તને મોહ કરી શકયા નથી—તને લોભાવી શક્યા નથી, માટે તું નચિકેતા તો આત્મજ્ઞાનનો અધિકારી છે, એમ હું માનુંછું.[1]

હે નચિકેતા! આ પ્રેયરૂપ જે કર્મમાર્ગ છે તેમાં પણ બે ભેદ છે. એક શાસ્ત્રવિહિત[2] યજ્ઞાદિક શુભકર્મ છે અને બીજો શાસ્ત્રનિષિદ્ધ[3] હિંસાદિકકર્મમાર્ગ છે. આ વિહિત અને નિષિદ્ધ કર્મના માર્ગરૂપ [4]અવિદ્યામાં જોડાઈ રહેતા માણસો, પોતપોતાનું ઇચ્છેલ સ્ત્રીપુત્રાદિફલ પામેછે. તેને આત્મારૂપ સર્વપ્રિય માનેછે. અનાત્મમાં આત્મબુદ્ધિથી જોડાઇ તેની સ્તુતિ કરવારૂપ તેમની મૂર્ખતા છે, તોપણ તેઓ પોતે પોતાને અમે પંડિત અને ધીર છીએ એમ માને છે. અમે જ સર્વ શાસ્ત્રકૌશલ્યવાળા છીએ એમ જાણી જણાવી પોતે ગુરુરૂપ થઈ બીજા અજ્ઞાની પુરુષોને ઉપદેશ કરેછે, તેઓને આડાઅવળા ભમાવેછે. આ પ્રકારની અનેક કુટિલ ગતિએ ચાલતા તે મૂઢ પ્રેયસાધકો પોતાના અવિવેકથી આંધળાએ દોરેલો આંધળો જેમ પૃથ્વી ઉપર વારંવાર પછડાયછે તેમ જન્મ મરણાદિક દુઃખોને પામેછે. "अन्धंतमः प्रविशन्ति येऽविद्यामुपासते" એ શ્રુતિભગવતીમાં જણાવ્યા પ્રમાણે 'જેઓ અવિદ્યાને ઉપાસેછે તેઓ અંધતમને પામેછે.'

શિષ્ય નચિકેતાના અને ભગવાન્ વૈવસ્વતના સંવાદકાલ સાથે આજના ચાલતા કાલનું સાદૃશ્ય જો વાંચનાર જુએ તો તેમાં કાંઇ ખોટું નથી. જ્ઞાનના ઊંચા શિખર ઉપર બેશી સદા એક જ દૃષ્ટિથી આખા વિશ્વને એકરૂપે જુએ એવા મહાત્માઓ છે, તો ભલે હોય! જે અધિકારીએ તે તેમનું અસ્તિત્વ અનુભવાતું હોય, જોવાતું હોય, કલ્પાતું હોય, કહેવાતું હોય કે સંભળાતું હોય, તેમને તેમની યોગ્યતાના પ્રમા-

---

1. ગ્રંથ ૪ થી શ્રુતિ પૂરી થઈ.

2. શાસ્ત્રે બોધેલો. 3. શાસ્ત્રે નિષેધ કરેલો.

4. એમાં પાંચમી શ્રુતિનો અર્થ છે.

ણુમાં તે લ્હાવ ભલે મળો! તેઓ અધિક અધિક પ્રસાદને યોગ્ય થાઓ અને નિજાનંદ ભોગવો! એવી શુભ ભાવના કરવી એ પણ માનવની એક રીતની યોગ્યતા છે. દૈવીજીવોમાં[1] તે હોયછે. વાંચનાર! તું આ કોટિમાંનો હોઊં એમ હું ઇચ્છુંછું. એવો થઈને આજના તારા બંધુવર્ગમાં લાંબી નજરથી જો. ગૃહ ગૃહપ્રતિ પોતાનાં બાળબચ્ચાંને ઉછેરી મોટાં કરી વ્યવહારને યોગ્ય કરી પોતાની જાતનો વધારો કરવાનો ઉપદેશ આપવાની પાઠશાળાઓ સ્થપાઇ ગઈ છે. ગૃહ પછી ગ્રામ, ગ્રામ પછી નગર, નગર પછી પ્રાંત, પ્રાંત પછી દેશ, દેશ પછી ખંડ અને ખંડ પછી આખી પૃથ્વી—વિશ્વ એ સર્વ આ પાઠશાળાના જ શિષ્ય છે. શિક્ષિત થઇને કે અશિક્ષિતપણે સર્વ કોઇ માનવ એ રસ્તે ચાલ્યો જાયછે. સંસૃતિરૂપે ભાસવું એ જ અજ્ઞાન છે તો પ્રતિવ્યક્તિ અજ્ઞાનથી જ ઘેરાયેલી હોય એમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું નથી. જન્મેલા બાળકને જાણ્યેઅજાણ્યે પણ શરીર પોષણ કરવું એ વૃત્તિજ્ઞાન ઉદ્ભવેછે. તે ધાવેછે અને પરિણામે ખાયછે—પીએછે એમ શરીર પોષી તેમાં જ આત્મભાવ પામેછે. દેશ, કાલ, સમાગમ એ સર્વનું વૈચિત્ર્ય હોવાથી શરીર પોષણ કરવાની રીતિકૃતિ ભેદ પામેછે. કોઇ એમ જ માનેછે કે આ શરીર છે એ જ સર્વ છે. એ છે ત્યાં સુધી ખાવું પીવું ને મોજ માણવી. મુઆ પછી બીજું કાંઈ નથી. " **भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः। यावज्जीवेत्सुखंजीवेत् ऋणं कृत्वा घृतं पिबेत्** " (બળીને ખાખ થઈ ગયેલા શરીરને ફરી કયાંથી આવવાનું હોય? નથી આવવાનું. માટે જ્યાંસુધી જીવવું ત્યાંસુધી સુખેથી જીવવું. કરજ કરીને પણ ઘી પીવું.) તેઓ એમ કહેછે કે મુઆ પછી પાછું ફરીને આવવું પડેછે પણ તે ખોટું છે. પોતાનાં સ્ત્રી, પુત્ર, ગૃહ ઇત્યાદિમાં અતિ પ્રેમવાળો માણસ મરી ગયો તે ફરીને પાછો આવ્યો હોય, એમ કોઇ ઠેકાણે જોયું નથી માટે એ બધું ગપ છે. મુઆ પછી પાછું આવવું નથી, તેમ મુઆ પછી કાંઇ મળવાનું નથી; માટે જીવવું ત્યાંસુધી જ સુખી રહેવું. [2]**આ લોક છે પણ પરલોક નથી.** આમ માનનારા ચાર્વાક મતના નાસ્તિકો કોઇ ઠેકાણે હોયછે. તેઓ માત્ર ઐહિકસુખ અને તેનાં સાધન સ્ત્રી, પુત્ર, ધનઆદિ મેળવ-

૧ દૈવી સંપત્તિવાળા મનુષ્યો. ૨ એમાં ૬ ઠી શ્રુતિનો અર્થ છે.

વાને જ પ્રયત્ન કરેછે, આ સંસારને માટે જ તેઓ પ્રેરાયછે—પ્રેયમાં જોડાયછે.

આ સિવાયના બીજા કેટલાએક એમ માનનારા પણ છે, કે મર્ત્ય-લોક શિવાય બીજું અદૃષ્ટ—સ્વર્ગ્ય—સુખ છે. એ સુખ મેળવવાને માટે તેઓ પણ સ્ત્રી, પુત્ર, ધન ઇત્યાદિ મેળવવા દેવને ઉદ્દેશી કર્મ કરનારા માણસોમાં, છેક ગામડામાં વસતા મેલડી, શિકોતરી, ખોડીયાર કે પોતાથી અદૃશ્ય ભૂતપ્રેતાદિને માનનારો વર્ગ પણ આવેછે. આ સઘળાઓ પોતે સ્વીકાર કરેલી વિહિત કે અવિહિત ક્રિયાઓ કરેછે ને પોતાની ભાવના પ્રમાણે યથાકાળે ફળ મેળવેછે, વળી પોતાનાં ઇષ્ટસ્થાનમાં તે ભોગવી પાછા મર્ત્યલોકમાં આવેછે. આ પહેલા અને બીજા વર્ગના માણસો માત્ર પોતે એકલા જ પોતાનું કરેછે એમ નથી, તેઓ પોતપોતાના વાડા બાંધેછે. તેમાં બીજાઓને ઘસડેછે. આશ્રમો કરેછે. પરમાર્થરૂપતાને વ્યવહારપણું અર્પેછે. તેમાં પણ પોતે વ્યવહાર ભજાવે જ જાયછે. પોતાના મંડળમાં મોટા થાયછે, વખણાયછે, પૂજાયછે. તેમના અનુયાયીઓ પણ ગુરુ તેવા ચેલા થઇ પોતાનો પણ વ્યવહાર ને સ્વાર્થ તેમાંથી સધાય તેમ સાધી લેછે. “ औष्ट्राणां विवाहेषु गीतं गायन्ति गर्दभाः । परस्पर विनोद्यंते अहोरूपमहोध्वनिः “ ઊંટનાં લગ્ન થતાં હતાં તેમાં ગધેડાં ગવૈયાં થયાં. તેમણે ઊંટનું રૂપ વખાણ્યું ત્યારે ઊંટોએ ગધેડાંનો કંઠ વખાણ્યો.” એ રીતે આ ગુરુ અને ચેલા સૌ પોતપોતાનું ફોડી ખાયછે. જીવતાં સુધી અધમાચરણે ચાલેછે અને પાછળથી જન્મમરણાદિક અનંત દુઃખ ભોગવનારા થાયછે. આવા આત્મજ્ઞાનમાં **પ્રમાદ કરનારા બાલક જીવો** જેઓ, ક્ષણિક સુખનાં સાધનભૂત પુત્ર પશુઆદિ પ્રયોજનમાંની આસક્તિવડે અને **ધન મેળવવાના અવિવેકરૂપ મોહવડે** મૂઢ થઇ ગયેલા છે તેમને **પરલોક—સત્યલોક મેળવવાનું** ઉત્કૃષ્ટ **સાધન મળતું નથી.** માત્ર મર્ત્ય અથવા સ્વર્ગલોક જ છે, પણ સત્યલોક નથી. **એ પ્રકારે માનનારા** આ મૂઢ લોકો હે **નચિકેતા! ફરી ફરીને હું યમને વશ થાયછે** [1] ફરી ફરીને જન્મેછે ને મરેછે. આવા પામર પ્રાણીઓની

---

1 અહીં ૬ ઠ્ઠી શ્રુતિ પૂરી થાય છે.

સંગતિથી જિજ્ઞાસુ પુરૂષોએ હમેશાં દૂર જ રહેવું જોઇએ. આ, અધિકાર મેળવવામાં પહેલું જ પગથીઉં છે. હે **નચિકેતા !** દૃષ્ટાદૃષ્ટ ફળ જેનું શરીર છે એવા વિકારીપ્રેયને મૂકીને કોઇક જ અધિકારી શ્રેયમાં જોડાયછે. જેણે અનેક જન્મમાં સુકૃતિ કરી હોય, તેના પ્રસાદથી જેની બુદ્ધિ શુદ્ધ થઇ હોય, તેમ થઇ જે કામાદિથી વિમુખ થયેલો હોય, એવો કોઇક જ નચિકેતા જેવો ભાગ્યશાળી પુરૂષ શ્રેયમાર્ગમાં જોડાયછે. [1]**ઘણાવડે જે શ્રેય છે તે સાંભળવાને પણ લભ્ય નથી.** અર્થાત્ આત્મસ્વરૂપ અતિ દુર્વિજ્ઞેય હોવાથી ઘણા માણસોમાંથી કોઇક જ તેમાં લક્ષ કરેછે. પાછલા જન્મોનાં કોઈ પુણ્યપ્રાબલ્યથી અને અત્રસ્થ થયેલા કોઇ સબળ સમાગમથી, કદાચ કોઇની આત્મસ્વરૂપ જાણવામાં જિજ્ઞાસા થઇ તો તેવા જિજ્ઞાસુ—સાંભળનારા **શ્રોતામાંથી ઘણાએ આત્મસ્વરૂપને જાણતા નથી.** વેદને જાણનારા ઘણા પુરૂષોમાંથી પણ કોઇક જ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠપુરૂષ આત્મસ્વરૂપનો **વક્તા** હોયછે. ભગવાન્ શ્રીગુરુમાં બ્રહ્મબુદ્ધિ રાખનાર, તેમના ઉપદેશથી જેમની હૃદયગ્રંથી વીંખાઇ ગઇ છે એવા **બ્રહ્મનિષ્ઠ પુરૂષે ઉપદેશ કરેલો** કોઇક જ શિષ્ય આત્મસ્વરૂપનો જ્ઞાતા થાયછે. પરંતુ એવા બ્રહ્મનિષ્ઠ શ્રીગુરુવિનાના [2]**બીજા પુરૂષોએ** એટલે કે જેની બુદ્ધિ પ્રાકૃત છે એવા આચાર્યોથી **આ આત્મા કહેવાયો** હોય તો તે **સારીરીતે જાણી શકાતો નથી.** જેમને સ્વાત્માનો સાક્ષાત્કાર થયો નથી એવા આચાર્યોમાંના કોઇ આત્માને શૂન્ય માનેછે, કોઇ માત્ર છે, એમ જ માનનારા છે; તો વળી બીજા કોઇ આત્મા નથી એમ માનેછે. કોઈ એને કર્ત્તા કહેછે તો કોઈ અકર્ત્તા કહેછે, કોઇ ભોક્તા કહેછે તો કોઇ અભોક્તા કહેછે, કોઇ શુદ્ધ કહેછે તો કોઇ અશુદ્ધ કહેછે. આમ ઘણે પ્રકારે આત્મા જૂદીજૂદી રીતે **વિચારાએલો** છે, તોપણ તેમના ઉપદેશથી આત્મા જાણી શકાતો નથી. અજ્ઞાતપથિકથી ઇચ્છિત માર્ગ મેળવવાના જેવો આવા આચાર્યોનો ઉપદેશ છે એ આચાર્યો જ જો આત્મસાક્ષાત્કાર પામેલા નથી તો બીજાઓને તે કેમ સાક્ષાત્કાર કરાવી શકે? પથ્થરના નાવે સમુદ્ર તરાય જ નહિ. તેને માટે તો કાષ્ટનૌકા જ યોગ્ય

1 એમાં ૭મી શ્રુતિનો અર્થછે. 2 એમાં ૮મી શ્રુતિનો અર્થ છે.

છે. હે નચિકેતા ! આટલાથી તું એમ ન સમજીશ કે આત્મા અજ્ઞેય જ છે. તે દુર્વિજ્ઞેય છે. જે **મહાત્મા અપૃથક્દર્શિ છે,** જેને આત્મવત્ સર્વ અને સર્વરૂપ આત્મા છે એવો સાક્ષાત્કાર થયો છે, જે બ્રહ્મનિષ્ઠ જીવન્મુક્ત છે, એવા મહાત્માએ બોધ કર્યો હોય તો આત્મા સુજ્ઞેય છે. સ્વભાવથી જ પ્રેયમાં જોડાઇ રહેવાની માનવની પ્રબલતા છે. ક્ષણિક પણ પ્રત્યક્ષ અને તાત્કાલિક સુખ જે સુખરૂપ મનાયું છે, તે વાસ્તવરૂપે સુખ નથી પણ દુઃખરૂપે જ છે એમ નિશ્ચય કરાવવામાં, તેના દોષ દેખાડવામાં, ઇંદ્રિયોને તેનાથી વિરામ પમાડવામાં, વિરામ પમાડીને પણ શ્રેયાભિમુખ કરાવવામાં, શ્રેયાભિમુખ કરાવી બુદ્ધિનો પરિપાક કરાવવામાં અને તે પાક થયો જાણી તેમાં પોતે જ જાણે આત્મસાક્ષાત્કારરૂપે પ્રવેશ કરેછે માટે શ્રીસદ્ગુરુ પરમાત્મા હ્ય છે. આહા ! ! શું ગુરુમહાત્મ્ય છે ! શી અનુકંપા ! જે ભાગ્યશાળી શિષ્યને શ્રીસદ્ગુરુનો આવો પ્રસાદ મળ્યો છે, તેવા શિષ્યને **આત્મસ્વરૂપમાં** પાછળ કહેવાએલી તર્કોની ગતિરૂપ ચિંતા આવવાનો સંભવ જ **નથી.** હોય પણ નહિ ; કેમકે જ્યાં એકરસ અનુભવાયું ત્યાં વિકલ્પ હોય જ શેનો ? કોયલો ગમે તેવો શ્યામ છે તોપણ અગ્નિસંયોગમાં તો તે અગ્નિ જ થાયછે. બ્રહ્મરૂપ શ્રીસદ્ગુરુને પામતાં શિષ્ય પણ બ્રહ્મ જ થાયછે. તેની અવગતિ રહેતી નથી, કે ખંડિત બોધ થતો નથી. હે નચિકેતા ! આટલાસારૂ જ પરમકરૂણાલુ ભગવતિ શ્રુતિએ કહ્યું છે કે "**सद्गुरुमेवाभिगच्छेत् श्रोत्रियं ब्रह्मनिष्ठम्** " (શિષ્યે શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ શ્રીગુરુનું શરણ લેવું.) **જેથી અતિ સૂક્ષ્મ પ્રમાણથી** પણ સૂક્ષ્મ અને અતર્ક્ય આત્મા સુવિજ્ઞેય થાય. આત્મા અતર્ક્ય છે એટલે તર્કથી પામી શકાય કે સમજી શકાય તેવો નથી. જોકે તર્કથી તેનું અનુમાન થઇ શકેછે ; તથાપિ અનુમાન હમેશાં ખરાં જ હોયછે તેમ નથી ; એટલા માટે કેવળ તર્કોથી આત્મા સમજાતો નથી. શ્રુતિભગવતીને અનુકૂળ તર્કથી તે સમજાયછે. શ્રુતિરહસ્ય સમજવામાં શ્રીગુરુની અપેક્ષા છે, માટે શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ ગુરુના ઉપદેશથી આત્મા જાણી શકાયછે. એ વિના [1]**કેવલ તર્કથી** વેદે જે **આ** આત્મજ્ઞાનની બુદ્ધિનું પ્રતિપાદન કર્યુંછે તે

---

૧ એમાં ૯મી શ્રુતિનો અર્થ આવેછે.

**બુદ્ધિ પામી શકાતી નથી.** અથવા ઉક્ત શ્રીસદ્‌ગુરુની કૃપાથી ઉત્પન્ન થયેલી આત્માકાર મતિ, **કે જેને તું પામ્યો છું,** તે મતિ તેની વિરૂદ્ધના તર્કોવડે હણાતી નથી. કિં બહુના! કુતર્કોવડે પણ હણાતી નથી; પરંતુ **હે પ્રિયતમ નચિકેતા!** એ તર્કવાદિઓથી **અન્ય,** જેઓ આગમના સંપૂર્ણ રહસ્યને જાણનારા છે તેવા આચાર્યોથી કહેવાયેલી આત્મબુદ્ધિ આત્માના **સુજ્ઞાનને** અર્થે થાયછે. પુત્ર **નચિકેતા!** મે પૂર્વે તને અનેક પ્રલોભન બતાવ્યાં—આપ્યાં. એ કશાથી તું ડગ્યો નથી. એ સર્વને તેં અસત્ય જોયાં; માટે તું તો **સત્ય ધૈર્યવાળો છું.** કૃતાર્થ છું. ભવિષ્યમાં જો કોઇ શિષ્ય આવી મળે તો તે **તારાજેવો પૂછનારો અમને મળો** એમ હું ઇચ્છુંછું. પરંતુ તારા જેવો ધૈર્યવાન્ શિષ્ય બહુ દુર્લભ છે. આગળ કોઇ થયો નથી અને ભવિષ્યમાં થશે પણ નહિ. આખા કાલચક્રમાં તું ને તું જ છે. હે **નચિકેતા!** વધારે શું કહું! ભગવાન્ પિતામહની જાગ્રદવસ્થાના ચૌદમા[1] ભાગનું હું ઈશન કરૂંછું તેના કરતાં પણ તું વધારે ધૈર્યવાન્ છે!! શાસ્ત્રથી અને અનુભવથી [2]હું જાણુંછું કે મારો હૃદયગત બ્રહ્માનંદ નિરતિશય છે. તેની પાસે મારો આ લોકપાલરૂપ સર્વ અધિકાર અનિત્ય છે. સર્વ કર્મફળના લક્ષણવાળો આ **નિધિ અનિત્ય છે.** એ સર્વ માયિક છે. માત્ર મારો વૈભવ જ નહિ પણ પિતામહાદિનો સર્વ વૈભવ કે જે કર્મપ્રાપ્ત છે તે અનિત્ય જ છે. **એ ખરૂં છે કે અનિત્ય કર્મે પાસનાવડે તે ધ્રૂવ પરમાત્મસ્વરૂપ પમાતું નથી.** આ સર્વ હું જાણતો હતો છતાં પણ મેં પશુ આદિ **અનિત્ય દ્રવ્યો વડે નાચિકેત અગ્નિને** અગ્નિષ્ટોમાદિક યજ્ઞોવડે **ઉપાસ્યો.** મારાં આ કર્મથી—અત્યંત પ્રયત્નસાધ્યકર્મથી હું આ લોકપાલની **નિત્યપદવીને પામ્યો છું.** મારી આ પદવી જોકે નિત્ય કહેવાયછે, તોપણ તે અનિત્ય છે. કેમકે તે પ્રલયપર્યંત જ રહેછે. મારૂં પદ અનિત્ય છે ખરૂં તથાપિ વિનાપ્રયત્ન તેમાં તાપો મળેછે; અને હું તેનો રસાસ્વાદ

---

૧ ભગવાન્ બ્રહ્માના એક દિવસમાં એટલે ૪,૩૨૦,૦૦૦,૦૦૦ માનવવર્ષમાં ૧૪ મનુ રાજ્ય કરેછે એટલે ૩૦૭,૭૨૦,૦૦૦ માનવવર્ષમાં એક મનુ યમપદ ભોગવેછે.

૨ એમાં ૧૦ મી શ્રુતિનો અર્થ આવેછે

લઉં છું. કોઈ પણ જાતના પ્રયત્નવગર તે સઘળું તને આરાધના મળતું હતું છતાં પણ તેં તે ત્યાગ્યું છે, માટે તારૂં ધૈર્ય બહુ આશ્ચર્યરૂપ છે!! ત્યાગ્યું છે એટલું જ નહિ પણ આત્મસુખને તેં [1]કામોની સમાપ્તિરૂપ જોયું છે. જગત્તંત્રનો ક્રમ જ એવો છે કે એક ઇચ્છા પૂરી થાય એટલે બીજી ઊઠે. અથવા ઘણી ઊઠે. ઇચ્છાઓનાં જાળાં બંધાય. મોટાં થવુ, પ્રતિષ્ઠાવાન્ થવું, ધની થવું, પૂજ્ય થવું, રાજા થવું ચક્રવર્ત્તિ થવું, અમર થવું, ત્યાં પણ પોતાનાથી ચડીઆતા દેવોને જોઇ તેવા થવા ઇચ્છવું, મોટા દેવ થવું, બ્રહ્મપદને પામવું, તેથી પણ વધવું, શેષશાયીરૂપ થવું, સર્વસિદ્ધિઓથી પૂજાવું ઇત્યાદિ ઇચ્છાઓનો ક્રમ વહ્યો જ ચાલેછે. આ ક્રમની સમાપ્તિ આત્મસુખમાં છે. ગોળની બધી ત્રિજ્યાઓ જેમ તેના મધ્યબિંદુમાં પરિસમાપ્તિ પામેછે તેમ સર્વ ઇચ્છા માત્ર આત્મામાં પરિસમાપ્તિ પામેછે. આત્મા સર્વ જગત્ માત્રનો આધાર છે. જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ સર્વનું તે અધિષ્ઠાન છે. યજ્ઞયાગાદિક સર્વ ઉપાસના માત્રનું તે છેલામાં છેલું અનંતફળ છે. સર્વ અભયનું અવધિરૂપ છે. ઇંદ્રાદિક સર્વ દેવોએ તે સ્તુતિ કરવાને યોગ્ય છે. અનવધિગતિ તે જ છે. દેશકાલવસ્તુપરિચ્છેદથી તે રહિત છે. અનંતરૂપ છે. હે નચિકેતા! આત્માની આવી સ્થિતિ જોઇને અત્યંત ધૈર્યવડે તું ધીરપુરૂષ, મેં જે કાંઇ સર્વ આપ્યું તેને મૂકી દેનારો થયો છે.[1] જેને હું યમરાજા નથી મૂકી શક્યો તેને તેં ત્યાગ્યું છે, માટે તું અનુત્તમ ગુણવાન્ છે! યોગ્ય છે, અને અત્યંત પ્રિય છે!!

પુનઃ નચિકેતા! મૃતશરીરમાં આત્મા છે કે નથી એ રૂપ તેં જ પ્રશ્ન કર્યો છે, અર્થાત્ જે આત્માનું સ્વરૂપ જાણવાને માટે તેં પૂછયું છે તે આત્મા સર્વમાં અનુસ્યૂત છે. [2]તલમાં જેમ તેલ છે, દહીંમાં જેમ ઘી છે, અને સર્વ કાષ્ટમાં જેમ અગ્નિ છે, તેમ આત્મા સર્વમાં છે. સ્થાવર જંગમ જડચેતનાત્મક સર્વ વસ્તુ માત્રમાં આત્મા છે,

---

૧ એમાં ૧૧ મી શ્રુતિનો અર્થ આવેછે.

૨ तिलेषु तैलं दधिनीवसर्पिरापः स्रोतःस्वरणीषु चाग्निः ઇત્યાદિ શ્વેતાશ્વતરોપનિષદ્‌ના ૧લા અધ્યાયમાં ૧૫ મી શ્રુતિ છે.

પણ તેનું સર્વને પ્રત્યક્ષ ભાન થતું નથી, માટે તે [1]ગૂઢ અનુપ્રવિષ્ટ છે એમ કહેવાયછે. આમ છે તોપણ બુદ્ધિસત્ત્વથી તે જાણી શકાયછે. બહારના સર્વ વિષય માત્રથી બુદ્ધિ નિરાળી થઈ રહે, વૃત્તિમાત્રનો નિરોધ થઈ જાય—કેવળ શુદ્ધસત્ત્વ થઇ જાય ત્યારે, અખંડ બ્રહ્મચર્ય પાળનાર પુરૂષનું વીર્ય ઓજને રૂપે સ્થૂળ શરીરમાંથી જેમ પ્રકાશી નિકળેછે તેમ સમાહિતબુદ્ધિ—સમાહિતચિત્ત પણ આત્મસ્વરૂપનો અનુભવ લેછે. આમ હોવાથી આત્મા ગુહાહિત—બુદ્ધિમાં રહેલો કહેવાયછે. સર્વ બુદ્ધિમાં તે સ્થિત છે, તથાપિ માયાના પ્રાબલ્યને લઇને સર્વ ઇંદ્રિયોરૂપ બુદ્ધિદ્વારથી તેમના શબ્દાદિ વિષયો પ્રવેશ પામેછે, તેથી અસમાહિત પુરૂષની બુદ્ધિમાં અત્યંત વૃત્તિજ્ઞાન ઉઠેછે. એ વૃત્તિઓવડે—અજ્ઞાનવડે આત્મસ્વરૂપ—જ્ઞાન ઢંકાએલું રહેછે. **अज्ञानेनावृत्तं ज्ञानं** આવા આત્મતત્ત્વને જાણવાસારૂ બુદ્ધિ સ્વસ્થ કરવામાં સમષ્ટિના પવનને અટકાવવા જેટલું કઠિન છે. **तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम्** માટે તે સંકટમાં વસેલું કહેવાયછે. અથવા કારણરૂપ અવિદ્યા અને તેના કાર્યરૂપ શરીર અને તેનામાં થતા રાગદ્વેષાદિક અનેક અનર્થોને ટાળવારૂપ અનંત પ્રયત્ન સાધવાથી અનુભવાયછે, માટે પણ તે ગહ્વરેષ્ઠ છે. આત્મા ગૂઢ અનુપ્રવિષ્ટ છે, ગુહાહિત અને ગહ્વરેષ્ઠ છે, માટે જ તે દુર્દર્શ પણ છે. કેમકે તે અતિ સૂક્ષ્મમાં સૂક્ષ્મ છે. પૃથ્વી કરતાં જલ દ્રવપણાને લીધે સૂક્ષ્મ છે. જલમાં અગ્નિ હોયછે પણ તે દ્રશ્ય નથી માટે જલથી અગ્નિ સૂક્ષ્મ છે. અગ્નિની તો દ્રશ્યસ્વરૂપપણાથી પ્રતીતિ થાયછે પણ તેમાં રહેલા વાયુની તેવી પ્રતીતિ થતી નથી; માટે પૃથ્વી, જલ અને અગ્નિ એ સર્વથી વાયુ સૂક્ષ્મ છે. વાયુ પણ ત્વગ્ગોચર છે, માટે તે પણ કોઈ રીતે દ્રશ્ય છે; પરંતુ વાયુ પોતાના અધિષ્ઠાન આકાશમાં રહેછે તે કોઈ રીતે દ્રશ્ય થતું નથી; માટે વાયુથી આકાશ સૂક્ષ્મ છે. આકાશ પણ એના શબ્દગુણથી તન્માત્રરૂપે કેવળ વૃત્તિગોચર છે; પરંતુ આકાશ પોતાના અધિષ્ઠાન માયામાં છે તે માયા કોઈપણ રીતે જણાતી નથી. તે તો [2]અનિર્વચનીય છે. સર્વથી સૂક્ષ્મ છે. આ માયા પણ

---

૧ એમાં ૧૨ મી શ્રુતિનો અર્થ આવેછે.

૨. પંચદશીમાં બીજા પ્રકરણના શ્લોક ૪૭થી ૪૯ સુધી જુઓ.

આત્માના એક દેશમાં અધિષ્ઠાન પામી રહી છે. [1]अव्यक्तात्पुरुषः परः માટે આ માયાથી પણ આત્મા અતિ પર છે—અતિ સૂક્ષ્મ છે, માટે દુર્દર્શ છે. અવ્યક્ત માયાથી પણ પર છે માટે તે પુરાણ-સનાતન છે. આવા આત્મદેવને અધ્યાત્મયોગવડે—નિદિધ્યાસનવડે—સર્વ ઉપાધિ રહિત હું પોતે બ્રહ્મ જ છું એમ માનીને—સાક્ષાત્કાર કરીને વિવેકી પુરૂષ સર્વ હર્ષશોકને ટાળી નાખેછે. પુરૂષને પોતાની ઉન્નતિથી અને શત્રુઓની પડતીથી હર્ષ થાયછે, તથા પોતાની પડતીથી અને શત્રુઓની ઉન્નતિથી શોક થાયછે; પરંતુ જયારે આત્મભાવ પ્રકટેછે ત્યારે હુંપણું કે તુંપણું, મિત્રતા કે શત્રુતા, કાંઈ રહેતું નથી. સર્વ એકરસ અનુભવાયછે. આથી સંસારની નિવૃત્તિ થાયછે. સંસારનિવૃત્તિ થઇ એટલે "तत्र को मोहः कः शोकः" ત્યાં મોહ શો અને શોક શો ! !

હે નચિકેતા ! જે આત્મસ્વરૂપ હું તને કહેવાનો છું તે [2]આ આત્મસ્વરૂપને અન્ય કોઇ પણ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ આચાર્યથી કોઇ તારા જેવો શાસ્ત્રકુશળ અધિકારી મનુષ્ય સારીરીતે સાંભળે. સારીરીતે સાંભળે એટલે ચાલતા શ્રવણકાલે વ્યાવહારિક સર્વ પ્રપંચવૃત્તિઓને ચિત્તમાંથી કાઢીનાંખીને માત્ર શ્રવણપરાયણ થઇ જાય. એમ સાંભળીને પણ પાછો પોતાના એકાન્ત સમયમાં પોતે કરેલા સર્વ શ્રવણને આગળપાછળ મેળવી લે—મનન કરે અને પછી પણ સર્વ સ્થાવર, જંગમ, જડ ચેતનાત્મક દૃશ્ય કે અદૃશ્યરૂપે જે કાંઇ ધર્મ્ય છે, માયા અને માયાનું કાર્ય છે, તે સર્વને આત્માથી પૃથક્ કરી નાંખે: એ સર્વને મિથ્યારૂપે સમજે. એમ પૃથક્ કરીને પછી અતિ સૂક્ષ્મ આત્માને પામીને પોતે જે આનંદસ્વરૂપ આત્માને મેળવવાનો હતો તે આનંદરૂપ આત્માને પામીને તે વિદ્વાન્ મનુષ્ય હર્ષ પામેછે. આનંદસ્વરૂપ—બ્રહ્મરૂપ થાયછે. અથવા હે નચિકેતા ! અધિકારપ્રાપ્ત મનુષ્ય, શ્રી સદ્ગુરુથી तत्त्वमसि મહાવાકયનું શ્રવણ કરે. तत् અને त्वं એ બે શબ્દોની ઉપાધિ ભિન્ન છે તે જાણે, એટલે કે तत् શબ્દવડે માયાવિશિષ્ટ સર્વજ્ઞ ઈશ્વર કહ્યો છે, અને त्वं શબ્દવડે અવિદ્યાવિશિષ્ટ અલ્પજ્ઞ જીવ કહ્યો છે, આ ઈશ્વર અને

---

1. એનું વર્ણન આગળ ૩ જી પુષ્પની ૧૧ મી શ્રુતિમાં આવશે.
2. એમાં ૧૩મી શ્રુતિનો અર્થ આવેછે.

જીવની બન્ને ઉપાધિઓને છોડી દેતાં—એ ઉપાધિથી તેમને પૃથક્ કરતાં જે બાકી રહેછે તે આત્મસ્વરૂપ છે, તેને પામીને અધિકારી પુરૂષ આનંદ મેળવેછે. બ્રહ્મ સર્વ પ્રાણીઓની હૃદયરૂપગુહામાં સ્થિત છે માટે એ હૃદયરૂપગુહા બ્રહ્મનું સદન કહેવાયછે. જે અધિકારીનું ગુરૂશાસ્ત્રના ઉપદેશથી ચિત્તશુદ્ધિદ્વારા હૃદયકમલ ઊઘડી ગયું છે તેવા અધિકારીઓમાંનો તું પણ એક ઉત્તમ અધિકારી છું. કેમકે હૃદયકમલ ઊઘડવામાં પ્રતિબંધરૂપ અંતઃકરણની બાહ્યવૃત્તિઓ છે. એ બાહ્યવૃતિઓરૂપ પાશને તો તેં તારા વિચાર બલથી છેદી નાંખ્યો છે; માટે ખરેખર નચિકેતાપ્રતિ તે બ્રહ્મદ્વાર ખુલ્લું થઈ ગયું છે એમ હું માનું છું. અતિપ્રિય અને અતિ યોગ્ય એવા હે નચિકેતા! તું તો બ્રહ્મના દ્વારમાં જ ઊભો છું. સર્વરીતે મોક્ષને યોગ્ય છું, એમ કહી ભગવાન્ યમરાજાએ પોતાના [1]આજાનબાહુ લંબાવી નચિકેતાના શીરઉપર સ્થાપી તેને પોતાની પાસે લઈ આશ્વાસન કર્યું.

આખા વિશ્વનાં પાપપુણ્યકર્મના ફલના નિયંતા ભગવાન્ વૈવસ્વતના મનને મહાત્મા નચિકેતાએ પોતાની શિષ્યબુદ્ધિથી કેટલું અનુકૂળ કરી લીધું છે એ આપણે જોયું. યમલોકમાં રહીને પણ શિષ્યે આચરવાની ઉત્તમપગથી તેણે શેષનાગસુધી પહોંચાડી દીધી. આટલો પ્રેમ મેળવ્યા છતાં પણ તેણે પોતાના માર્ગને વધારે-જ દીપાવ્યો. ઇષ્ટવસ્તુ મેળવવાને યોગ્ય થવામાં આવતાં વિઘ્નો નિર્મૂળ થાય, પ્રતિકૂલતા મટી જાય અને સર્વ અનુકૂલતા જ પ્રવર્તે; ત્યારે પ્રાયશઃ માણસ પ્રમાદના પક્ષતરફ વળેછે. આત્મજ્ઞાન મેળવવામાં, હિરણ્યગર્ભની પ્રાપ્તિપર્યંતનાં સિદ્ધિઓરૂપે આવતાં વિઘ્નો ખશી ગયાં, પ્રલોભન બતાવનાર શ્રીસદ્ગુરૂ પણ પ્રતિકૂલ મટી અનુકૂલ થઇ ગયા, શ્રીગુરૂપાદનો પ્રસાદ ભર્યો પંજો મળ્યો, આમ છતાં પણ નચિકેતા ગાફેલ થયો નહિ. તે છલકાયો પણ નહિ. તરત જ ભગવાન્ યમરાજાનાં ચરણમાં પડયો. ત્યાં પોતાની અધ્યયનપદ્ધતિનો તેણે ઉપયોગ કર્યો. થોડીવારમાં તેણે ભગવાન્-યમથી સાંભળેલાનું આ પ્રમાણે મનન કર્યું:—'પૂજ્ય શ્રીગુરૂપાદે સકા-

---

૧. જે હાથ ઢીંચણ સુધી ઊતરેલા હોયછે તે આજાનબાહુ કહેવાય છે. ઘણું કરીને સર્વ દેવોના બાહુ આવા હોયછે.

નિષ્કામરૂપ અધિકારીઓના ભેદથી પ્રેયશ્રેયરૂપ માર્ગ બતાવ્યા, વળી પ્રેયના ઉપાસકો અને પામર જીવો મરણ પછી ફરી ફરીને યમને પામેછે એમ પણ કહ્યું, મરણ પામેલાનું સ્થૂલશરીર તો મર્ત્ય-લોકમાં જ પડી રહેછે, ત્યાં તે સડી જાયછે અથવા તેને બાળી ખાખ કરવામાં આવેછે, ત્યારે કાંઈ સ્થૂલશરીર યમને પામતું નથી, પણ બીજું જ પામેછે, વળી તે ફરી ફરીને જન્મેછે ને મરેછે, નવું સ્થૂલ સ્વીકારેછે અને જૂનું ત્યજેછે; આથી એમ તો જણાય જ છે કે શરી-રથી આત્મા ભિન્ન છે. વળી પ્રેયના ઉપાસકો તેને પામતા નથી માટે પ્રેય અને તેના ફલથી પણ આત્મા જુદો છે. અતિ સૂક્ષ્મ છે. આવો ઉપદેશ શ્રીસદ્‌ગુરુએ કર્યો છે. તથાપિ "નચિકેતાને માટે બ્રહ્મદ્વાર ખુલ્લું છે" એ ઉક્તિ હજી મારે આત્માનું વિશેષ સ્વરૂપ જાણવાનું બાકી છે એમ બતાવેછે; આટલો વિચાર કરી—શ્રવણનું મનન કરી ભગવાન્-યમના ચરણને સ્પર્શી નચિકેતા ઊભો થયો. હાથ જોડી બોલ્યો :—

ભગવાન્ કરુણાનિધે આપશ્રીની પ્રેમદૃષ્ટિથી હું પોષાઉંછું. આપશ્રીના ચરણપ્રસાદથી મારી યોગ્યતા આપને લાગી હશે તો હું મારો માગેલો વર પામીશ. આપે શ્રવણ કરાવેલા બોધામૃતમાંથી હું આ પ્રમાણે સમજ્યો છું.[1] જે આત્મતત્ત્વ સમજવાની મેં યાચના કરેલી છે તે આત્મતત્ત્વ ધર્મથી જૂદું છે. ધર્મ એટલે વૃદ્ધ, ગુરુ, અને દેવની સેવા કરવારૂપ શાસ્ત્રાજ્ઞા, આ આજ્ઞાનો આચારવિધિ, તેનાં સાધનો અને તેનું ફલ એ સર્વથી આત્મતત્ત્વ જૂદું છે. તે જ પ્રમાણે શાસ્ત્રે જે કરવાનું કહ્યું છે તે ન કરવું અને નહિ કરવાનું કહ્યું છે તે કરવું, તેનાં સાધન અને ફળ, એ રૂપ અધર્મથી પણ આત્મતત્ત્વ જૂદું છે. અવસ્તુરૂપ માયા, અવિદ્યા, અજ્ઞાન, વિક્ષેપ, અભાન, આવરણ ઇત્યાદિ શબ્દોથી કહેવાતો સર્વ પ્રાપંચિક મલ જે અકૃત કહેવાય છે તે અકૃતથી; અને એ અકૃતથી ભાસમાન્ થતું સ્થાવર, જંગમ જડચેતનાત્મક તથા દૃશ્યાદૃશ્ય સર્વ જગત્ જે કૃત કહેવાય છે તે કૃતથી પણ આત્મતત્ત્વ જૂદું છે. તે કોઇનું કાર્ય નથી અને કારણ પણ નથી. આત્મતત્ત્વ ભૂતકાલ અને ભવિષ્યકાલથી જૂદું છે.

---

1. એમાં ૧૪મી શ્રુતિનો અર્થ આવેછે.

અર્થાત્ તે [1]ત્રિકાલાબાધ્ય છે. હે શ્રીગુરુપાદ! તે સર્વ વ્યવહાર ગોચરથી અતીત આત્મતત્ત્વને આપ સારી રીતે જુઓછો—જાણોછો માટે તે મને કહો.

હે નચિકેતા! [2] જે આત્માને ઋગાદિક સર્વેવેદો—આત્મસ્વરૂપનું ગાન કરનારાં સઘળાં ઉપનિષદો પ્રતિપાદન કરેછે. આત્મા એક છે, સત્ય છે, જ્ઞાનરૂપ છે, સર્વવ્યાપી છે, અકર્ત્તા છે, અભોક્તા છે, સર્વમય છે, સૂક્ષ્મમાં સૂક્ષ્મ છે, સર્વથી મહાન્ છે, એ જ જ્ઞાતવ્ય છે, એ જ છે, છે ને છે, એનાથી બીજું કાંઇ નથી, સર્વત્ર અભેદ છે, એક રસ છે, એ જ ધ્યેય છે, આ પ્રમાણે અનંત શ્રુતિઓ કહેછે. જ્ઞાનમાર્ગનું પ્રતિપાદન કરનાર ઉપનિષદો આત્મસ્વરૂપનુંજ પ્રતિપાદન કરેછે. [3]કૃચ્છ્-

---

૧. ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન એ ત્રણે કાળથી બાધ પામે નહિ તેવું છે. અર્થાત્ ભૂતકાળે નહોતું એમ નહિ, ભવિષ્યકાળે નહિ હોય એમ નહિ, માત્ર વર્તમાનમાં જ છે એમ નહિ સર્વદા સતરૂપે છે જ.

૨. એમાં ૧૫મી શ્રુતિનો અર્થ આવેછે.

૩. કૃચ્છ્વ્રત પાંચ પ્રકારનું છે. (૧) ત્રણ દિવસ સવારમાં, ત્રણ દિવસ સાંજે અને ત્રણ દિવસ યાચના વગર બીજાએ આપેલું જમવું અને ત્રણ દિવસ ઉપવાસ કરવો, આને પ્રાજાપત્યકૃચ્છ્ કહેછે. (૨) પાંચ દિવસ અનુક્રમે પંચગવ્ય અને એક દિવસ દર્ભનું ઊકાળેલું પાણી પીને રહેવું અને એક દિવસ ઉપવાસ કરવો, આને સાંતપનકૃચ્છ્ કહેછે. (૩) ત્રણ દિવસ રોજ ત્રણ વખત ભાતનો એક કોળીઓ ખાવો અને ત્રણ દિવસ ઉપવાસ કરવો, આને અતિકૃચ્છ્ કહેછે. (૪) ત્રણ દિવસસુધી ઊનું પાણી, ઊનું દૂધ, ઊનું ઘી અને વરાળ માત્ર પીવી, બીજું કાંઈ ખાવું નહિ ને રોજ એક વાર સ્નાન કરીને શરીરના સર્વ અવયવોને કષ્ટ આપવું; આને તપ્તકૃચ્છ્ કહેછે. (૫) બાર દિવસસુધી ઈંદ્રિયો અને આત્માને વશ રાખી ઉપવાસ કરવા, આને પરાકકૃચ્છ્ કહેછે. ચાંદ્રાયણ ચાર પ્રકારનું છે. (૧) પૂનમને દિવસે ૧૫ કોળીઆ ખાય પછી રોજ એકેક કોળીઓ ઓછો એમ ચૌદશે એક કોળીઓ ખાઈ અમાસે ઉપવાસ કરી પછી શુક્લ પક્ષમાં ચંદ્રની કળા પ્રમાણે કોળીઓ વધારે ખાય અને સવાર, બપોર ને સાંઝે સ્નાન કરે એમ આખો માસ કરે તે પિપીલિકામધ્ય ચાંદ્રાયણ કહેવાય છે. (૨) એ જ પ્રમાણે શુકલપક્ષના પડવાથી વ્રતનો આરંભ કરી એક માસે પૂરું કરે તો તે યવમધ્ય ચાંદ્રાયણ કહેવાય છે. (૩) રોજ એક માસ સુધી

ચાંદ્રાયણાદિક અને યજ્ઞરૂપ[1] કર્મો પણ જે આત્માને કહેછે. વળી જે આત્માને ઇચ્છતા ઋષિ મુનિ ઇત્યાદિ શ્રીગુરુકુલવાસ કરી અષ્ટપ્રકારનું* નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળેછે, તે આત્મસ્વરૂપ મંદઅધિકારીઓની ગતિને માટે હું તને સંક્ષેપવડે કહુ છું: તે આ ૐકાર છે, એમ[2] તું જાણ. આ ૐકાર પ્રણવ કહેવાયછે. તેનાં અ, ઉ, મ્ અને અર્ધ માત્રા એમ ચાર પાદ છે; તે જ આત્મા છે, તે જ બ્રહ્મ છે અને તે ચાર પાદથી આખી વ્યષ્ટિસમષ્ટિની સમજણ ગણાય છે. પ્રતિશરીરમાં ભાસતું ચૈતન્ય તે વ્યષ્ટિ કહેવાયછે. જેમ તું, હું, આ પ્રત્યેક દેવ ઇત્યાદિ એ વ્યષ્ટિ છે. આ બધી વ્યષ્ટિઓ જ્યારે એકઠી ગણી લેવામાં આવેછે ત્યારે તે સમષ્ટિ કહેવાયછે. જેમ એક મનુષ્યશરીરમાં જૂદા જૂદા અવયવો ભિન્નભિન્ન નામથી વ્યવહરાયછે તથાપિ એ બધાનો સંઘાત માનવશરીર કહેવાય છે, તેમ સમગ્રવ્યષ્ટિઓના સંઘાતને સમષ્ટિ કહેવામાં આવેછે. હે નચિકેતા! આ પ્રતિવ્યકિતઓનાં સ્થૂલશરીરો તું જુએછે તેમ જ તેમનો સંઘાત પણ સમષ્ટિનું સ્થૂલશરીર છે એમ તું સમજ. વ્યષ્ટિસમષ્ટિના આ સ્થૂલસ્વરૂપને વિશ્વ—વૈશ્વાનર (વિરાટ્)

---

અરણ્યના અનાજના આઠ કોળીઆ ખાય તો તે યતિ ચાંદ્રાયણ કહેવાય. (૪) રોજ એક માસ સુધી સાંજ સવાર ચાર ચાર કોળીઆ ખાય તો તે શિશુ ચાંદ્રાયણ કહેવાય. મનુ. અધ્યા. ૧૧મો શ્લોક ૨૧૧-૨૧૯.

૧. કર્મ આત્મજ્ઞાનનાં અંતરંગ સાધન નથી, પણ નિષ્કામપણે આચરાતાં તેઓ ચિત્તમલ ધોઈ તેની શુદ્ધિ કરવાનાં સાધન છે. શુદ્ધ ચિત્તમાં આત્મજ્ઞાન પ્રકટવા સંભવ છે. આવી રીતે કર્મ પણ આત્માનુંજ પ્રતિપાદન કરેછે.

* स्मरणं कीर्त्तनं केलिः प्रेक्षणं गुह्यभाषणम् ।
संकल्पोऽध्यवसायश्च क्रियानिर्वृत्तिरेव च ॥ १ ॥
एतन्मैथुनमष्टांगं प्रवदन्ति मनीषिणः ।
विपरीतं ब्रह्मचर्यमेतदेवाष्टलक्षणम् ॥ २ ॥

ભાવાર્થ:—સ્ત્રીનું મનમાં સ્મરણ કરવું, તે સંબંધી મોઢથી કીર્ત્તન કરવું, તેની સાથે હાસ્યવિલાસ કરવો, તેનું દર્શન કરવું, તે સાથે એકાંત વાર્તા કરવી, તેના ભોગનો મનમાં સંકલ્પ કરવો, તેના ભોગનો નિશ્ચય કરવો, ને તે સાથે સંભોગ કરવો, આ મૈથુનનાં આઠ અંગ બુદ્ધિમાનો કહેછે. એથી વિપરીત અંગવાળું આ બ્રહ્મચર્ય પણ અષ્ટપ્રકારનું છે.

૨. અહીં ૧૫ મો શ્રુતિ પૂરી થઈ.

કહેછે. તે જાગ્રદવસ્થાનો અભિમાની છે અને પ્રણવમાં તેની અકાર સંજ્ઞા છે જાગ્રદવસ્થાવાળી પ્રત્યેક વ્યક્તિનો અભિમાની વિશ્વ જેમ પોતાનાં બાહ્યકરણો વડે કર્મ કરેછે અને બાહ્યવિષયો—સ્થૂલવિષયોને ભોગવેછે, તેમ સમષ્ટિની જાગ્રદવસ્થામાં વૈશ્વાનર પણ પ્રવૃત્તિમય હોયછે. આકાશમાં અનંત બ્રહ્માંડોનું ફરવું, પ્રકાશવું, લોપાવું, નવું ઉદ્ભવવું ઇત્યાદિરૂપે તે સ્પષ્ટ છે, આ પ્રમાણે પ્રણવમાંના અકારને સમજવો અને બ્રહ્મની ભાવના કરવી.

પ્રતિવ્યક્તિ હમેશાં કાંઇ જાગ્રત્ જ રહેછે એમ નથી. ગાઢ નિદ્રા આવતાં પહેલાં વચમાં એક અવસ્થા થાયછે, જેને આપણે સ્વપ્ન કહીએ છીએ. સ્વપ્નમાં પ્રતિવ્યક્તિ ભિન્નભિન્ન વૈભવો કલ્પેછે અને ભોગવેછે એમ તેને અનુભવ છે; પરંતુ તે વખતે સ્થૂલ શરીર અથવા બાહ્યકરણો કાંઇ કામ કરતાં નથી. એક માણસ સ્વપ્નમાં પરદેશ જાયછે, ત્યાં અનેક આહારવિહાર કરેછે, તથાપિ તેનું સ્થૂલ પોતાની પથારીમાં જ હોયછે. સ્વપ્નના આહારવિહારોથી સ્થૂલને કિંચિત્ પણ પોષણ મળતું નથી. ત્યારે આ બધો ભોગવેલો ભોગ તે કેવો ? એ ભોગવેલો ભોગ સૂક્ષ્મ છે. સ્થૂલ નથી. વ્યક્તિને જેમ સ્વપ્નાવસ્થા છે તેમ સમષ્ટિને પણ સ્વપ્નાવસ્થા છે. વ્યક્તિ જેમ સ્થૂલ પ્રવૃત્તિથી મૂકાઈ સ્વપ્નમાં સૂક્ષ્મ પ્રવૃત્તિમાં જોડાઈ પોતે પોતાના જ રૂપને જુએછે ને ભોગવે છે, તેમ સમષ્ટિ પણ સ્વપ્નાવસ્થામાં સ્થૂલ પ્રવૃત્તિથી મૂકાઇ જઇ પોતે પોતાના જ સ્વરૂપના ધ્યાનમાં રહેછે. સ્વપ્નાવસ્થામાં વ્યષ્ટિસમષ્ટિના અભિમાનનું જે અણુ છે તે તૈજસ અને હિરણ્યગર્ભ કહેવાયછે; પ્રણવની મધ્યના ઉકારમાં આ પ્રમાણે ભાવના કરવી. આમ તેનું બીજું પાદ થાયછે.

જેમ વ્યષ્ટિસમષ્ટિની જાગ્રત્ અને સ્વપ્ન એવી બે અવસ્થા છે તેમ ત્રીજી સુષુપ્તિ પણ અવસ્થા છે. તેમાં વ્યષ્ટિ કે સમષ્ટિ કાંઇ ઇચ્છતી નથી, તેમ સ્વપ્ન પણ જોતી નથી. આ અવસ્થામાં સ્થૂલ અને સૂક્ષ્મ બન્ને પ્રવૃત્તિનો લય થાયછે. એ પ્રલય જ છે. વ્યષ્ટિની સુષુપ્તિ અવસ્થામાં તેના ચેતનને આનંદનો અનુભવ થાયછે; કેમકે જાગ્યા પછી માણસ કહેછે કે "મેં આજે બહુ મીઠી ઉંઘ લીધી. મને કાંઇ જોતનું દુઃખ નહોતું. મારી આજની નિદ્રા મને સુખમય ભાસી." જેમ

વ્યષ્ટિને તેમ સમષ્ટિને પણ આ અવસ્થામાં આનંદ જ હોયછે. આ આનંદનો અનુભવ જે અણુમાં થાયછે તે પ્રાજ્ઞ અને ઈશ્વર કહેવાયછે. પ્રણવમાંના મકારમાં આનો વિનિયોગ છે. એ આનંદ રૂપમાંથી જ સર્વ ઉદ્ભવેછે અને પાછું તેમાં જ વિરમેછે.

હે નચિકેતા ! આ ત્રણ અવસ્થાસાથે પ્રણવને જોડી તેમાં બ્રહ્મનું ધ્યાન કરવું તે સબીજસમાધિ છે; આની પછી નિર્બીજ સમાધિ છે તે અમાત્રા છે. ત્રણ અવસ્થાસુધી બ્રહ્મનું ધ્યાન પુનઃ પુનઃ થાય, ચિત્ત આનંદમય થઈ જાય, ત્યારપછી નિર્બીજની સંપ્રાપ્તિ ઘટેછે. સુષુપ્તિમાંથી વ્યક્તિ સ્વપ્નમાં આવેછે અને પછી જાગ્રત્ થાયછે. પોતાના કર્મશેષના પ્રાબલ્યથી માનવને અવસ્થાંતરની પ્રાપ્તિ થાયછે. જેની વાસનાઓનો ક્ષય થઈ જાય તે તેમાં આવે નહિ; એટલે સુષુપ્તિમાંથી સ્વપ્નમાં આવે નહિ. અર્થાત્ પ્રણવ સાથે બ્રહ્મધ્યાન કરતાં કરતાં સ્વપ્નાવસ્થામાં જે સ્વરૂપભાન થાયછે તે થાય નહિ. સૂક્ષ્મ વિષયો કે વાસનાઓ રહે નહિ તો પછી સ્થૂલ વિષય તો ક્યાંથી જ રહે. સ્થૂલસૂક્ષ્મની વચ્ચેની કે સૂક્ષ્મ અને આનંદની વચ્ચેની પણ સ્થિતિ રહે નહિ; વ્યષ્ટિ અથવા સમષ્ટિની આવી અવસ્થા તે અમાત્રા. આને તુરીય કહેછે. એમાં જ્ઞાન નથી, અજ્ઞાન નથી, દૃષ્ટ નથી, અદૃષ્ટ નથી, તે કોઈ પણ રીતે વ્યવહાર્ય નથી, અગ્રાહ્ય છે, અચિંત્ય છે, કોઇ જાતની સંજ્ઞા વગરનું છે, તેમાં પ્રપંચ માત્ર નથી, એકરસ છે, અદ્વૈત છે, શાંત છે અને શિવ છે. એ જ આત્મા છે, એ જ બ્રહ્મ છે અને તે જ જાણવા યોગ્ય છે.*

હે નચિકેતા ! આ પ્રમાણે પ્રણવની સાથે એકતા કરી તે પ્રણવરૂપ બ્રહ્મ 'હું જ છું' એમ જો ઉપાસવામાં આવે તો તે, પ્રણવની આલંબનઉપાસના કહેવાયછે. જેઓ મંદ અધિકારી છે, તેઓ જો આ ઉપાસના કરી શકે નહિ, તો તેમણે ૐકારરૂપ પ્રણવમાં બ્રહ્મનું ધ્યાન કરવું. જેમ શાલિગ્રામમાં પાષાણબુદ્ધિ છે તે કહાડી નાંખી તેમાં વિષ્ણુબુદ્ધિ કરાયછે તેમ. ૐકાર જે એક અક્ષર છે તેમાંથી અક્ષરબુદ્ધિ

---

* માંડૂક્યોપનિષત્ જોવુ.

કહાડી નાંખી તેમાં પરાપર બ્રહ્મબુદ્ધિ કરવી. આવી ઉપાસના કરવી તે પ્રતીકોપાસના કહેવાયછે.

સબીજ સમાધિસુધીમાં-પ્રણવની બ્રહ્મસાથે એકતા કરતાંસુધીમાં જોયું કે સમષ્ટિનું એ આનંદભુક્સ્વરૂપ છે. એ સ્વરૂપ ભૂત, ભવિષ્ય, વર્ત્તમાન એ ત્રણ કાલ સાથે તથા ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયસાથે સંબંધવાળું છે. એ સર્વનું કારણ છે, માયારૂપ ઉપાધિવાળું છે, સર્વનું આધાર છે, સર્વનું રક્ષક છે, શુભાશુભ કર્મોનું યથાવત્ ફલ દેનાર છે, અને સર્વવ્યાપી છે. બ્રહ્મનું આ રૂપ તે અપર-બ્રહ્મ કહેવાયછે. એ શબલબ્રહ્મ તથા સગુણબ્રહ્મના નામથી પણ વ્યવહરાયછે. એટલામાટે [1] **આ પ્રણવ અક્ષર જ અપરબ્રહ્મ છે.** વળી **એ પ્રણવ અક્ષર જ પરબ્રહ્મ છે,** એમ પણ નિર્બીજ-સમાધિના અમાત્ર રૂપથી તને જણાવ્યું છે. **આ પ્રણવ અક્ષરને એમ જ જાણીને જે અધિકારી જેને ઇચ્છે તે તેનું થાય.**[1] એટલે હે **નચિકેતા!** જે અધિકારી આ પ્રણવરૂપમાં સગુણની ઉપાસના કરે તેને સગુણ પ્રાપ્તિ થાય, અને પરરૂપ નિર્ગુણબ્રહ્મની ઉપાસના કરે તો તે, તે પણ જાણે- અર્થાત્ પરાપર બ્રહ્મની આલંબનોપાસના અને પ્રતીકોપાસના એમ બંને ઉપાસના ૐકારરૂપ પ્રણવમાં કરાયછે. આત્મસ્વરૂપની જિજ્ઞાસા ધરાવનાર અધિકારીઓમાં [2] **આ પ્રણવનું આલંબન અતિશ્રેષ્ઠ છે.** તને "હે **નચિકેતા**" કહેવાથી જેમ તું પ્રબોધાઇ જાયછે, તેમ પ્રતિશ્વાસોચ્છ્વાસ સાથે પ્રણવનું ઉચ્ચારણ થવાથી ચિત્તમાંના રજસતમસ્ ઉડી જતાં તેમાં આત્મસ્વરૂપનું બોધન થાયછે, માટે **આ પ્રણવનું આલંબન તે પર** અને **અપરબ્રહ્મ છે. એ આલંબનને** એના ખરા રૂપે **જાણીને તે** જાણનાર અધિકારી **બ્રહ્મલોકમાં પૂજાયછે.**[2] જે અધિકારી બ્રહ્મના વાચક પ્રણવમાં આલંબન કે પ્રતીકોપાસના કરેછે તે પ્રારબ્ધ ભોગવતાં સુધી જીવન-મુક્તિનું સુખ ભોગવેછે, અને વિદેહમુક્તિ થયા પછી બીજા કોઇ લોકમાં અચકાયા વગર બ્રહ્મલોકમાં ચાલ્યો જાયછે. ત્યાંજ સ્થિત થાયછે. બ્રહ્મજ થાયછે.

---

૧. એમાં ૧૬ મી શ્રુતિનો અર્થ આવેછે.

૨. એમાં ૧૭ મી શ્રુતિનો અર્થ આવેછે.

ॐ કારરૂપ પ્રણવની ઉપાસનાથી પમાતો [1] **આ જ્ઞાનસ્વરૂપ આત્મા કોઇથી ઉત્પન્ન થતો નથી અથવા મરતો નથી.** આત્મા જન્મમરણાદિ સર્વ વિકારોથી રહિત છે. જે જે પદાર્થોની ઉત્પત્તિ છે તે તે પદાર્થને ઉત્પત્તિનું કારણછે. મૃત્તિકા અને કુલાલાદિ કારણો છે તો જ ઘડાની ઉત્પત્તિ છે. આત્માનું કોઇ કારણ હોય એવી પ્રતીતિ થતી નથી. એટલામાટે તે જન્મતો નથી. જે વસ્તુ ઉત્પન્ન થાય છે તેને ઉત્પન્ન થવું, હોવું, વધવું, પરિણામ પામવું, ઘસાવું અને વિનાશ પામવું એવા છ વિકારો લાગેછે. આત્મા જન્મતો નથી માટે તેને આ છ વિકારો લાગતા નથી, એટલે તે મરતો નથી. વિકારરહિત છે, એક છે. આથી કરીને **એ આત્માથી પણ કોઇ ઉત્પન્ન થતો નથી.** હે **નચિકેતા!** ઘડાનું કારણ મૃત્તિકા, મૃત્તિકાનું કારણ પૃથ્વી, પૃથ્વીનું જલ, જલનું તેજ, તેજનું વાયુ, વાયુનું આકાશ એમ ઉત્તરોત્તર જોતાં છેવટે સર્વનું કારણ માયા થાયછે. આ માયા પણ બ્રહ્મના એક દેશમાં છે માટે સર્વનું કારણ બ્રહ્મ છે, એટલે બ્રહ્મથી સર્વ ઉત્પન્ન થયું છે એમ તું સમજીશ નહિ. બ્રહ્મમાં આ કાંઈ ઉત્પન્ન થયું જ નથી. અનિર્વચનીય માયાના અચિંત્યપ્રભાવથી તેમાં આ સર્વ વિવર્ત્યું છે—માત્ર ભાસ્યું છે. વાસ્તવિક નથી. બ્રહ્મ તો અવિકારી છે એટલે તેનાથી કાંઇ ઉત્પન્ન થતું નથી; માટે જ બ્રહ્મ અથવા આત્મા **અજ** છે. છે, છે ને છે માટે તે **નિત્ય** છે. એના વગરનું કોઈ પણ સ્થલ નથી તેમ એના વિનાનો કોઈ કાલ પણ નથી; માટે આત્મા **શાશ્વત** છે. પુત્ર **નચિકેતા!** પિતામહના [2]આયુષ્યમાં હું પાંચ લાખ ચાર હજાર વખત ફરી ફરીને રાજ્ય ભોગવું છું. અધુના મારા રાજ્યનો અઠ્ઠાવીશમો કલિ પ્રવર્તે છે. એટલા બધા સમયમાં તો મેં આત્માને જેવો ને તેવો જ અનુભવ્યો છે; એટલામાટે **આ** આત્મા **પુરાણ** છે. કોઇ પણ જાતની વૃદ્ધિ કે ક્ષય વગરનો છે. એક ઘડાને ફોડી નાંખવાથી જેમ ઘટાકાશનો નાશ થતો નથી, તેમ **આ શરીરરૂપ ઉપાધિનો નાશ થવાથી** આત્મા **નાશ પામતો નથી.** મૃતશરીરમાં આત્મા છે કે નથી, અર્થાત્ શરીર મુઆથી આત્મા મરી જાયછે કે નથી મરી જતો એવી તને જે શંકા થઇ છે તેનું

---

૧. એમાં ૧૮મી શ્રુતિનો અર્થ આવેછે.

૨. પાછળ પૃષ્ટ ૪૮ની ૧લી ટીપમાં મેળવો.

આથી નિરાકરણ થયું એમ તું સમજી લઈશ એવું હું ધારૂં છું. હે **નચિકેતા!** આ અસંગાત્મા કોઈ પણ પદાર્થથી હણાતો નથી તેમ કોઇને હણતો નથી. છતાં જે માણસ હું આને [1] **હણીશ** અને એમ હણ્યા પછી હું એનો હણનાર છું એમ **જો** પોતાને **માને,** અથવા શરીરમાં જેની આત્મબુદ્ધિ છે એવો શરીરથી **હણાએલો** માણસ આત્માને **હણાઈ ગયો છે એમ માને,** તો **તે બંને** જણા આત્મસ્વરૂપને **નથી જાણતા.** આ દેખાતા ઘટાપટાદિક સર્વ પદાર્થો પંચમહાભૂતના કાર્યરૂપ છે, વળી સ્થૂલભૂત, સૂક્ષ્મભૂતો જે અપંચીકૃત છે તેના કાર્યરૂપ છે, અને એ અપંચીકૃત ભૂતો માયાના કાર્યરૂપ છે; આમ ઉત્તરોત્તર કાર્યરૂપ પદાર્થો નાશવંત છે. જે એક પદાર્થનું કારણ છે તે બીજાનું કાર્ય છે. મહાભૂતો ઘટપટાદિનું કારણ છે પણ તેઓ અપંચીકૃત સૂક્ષ્મભૂતોના કાર્યરૂપ છે. આથી એમ જણાયછે કે કાર્યરૂપ પદાર્થ નાશવંત છે તેમ કારણરૂપ પદાર્થ પણ નાશવંત છે. કાર્ય કારણ બંને નાશવંતછે, અનાત્મ છે. માયા સર્વનું કારણ છે તે અજ્ઞાનરૂપ છે અને જ્ઞાન થતાં નાશ પામેછે. આત્મા કોઈનું કાર્ય નથી તેમ કારણ પણ નથી; **માટે આ હણતો નથી કે હણાતો નથી.** જેઓ આને હણનારો અને હણાયો માનેછે, તેઓ કદાચ સર્વશાસ્ત્રના જાણનારા હોય તોપણ આત્માને તો નથી જ જાણતા. નૈયાયિકો પૃથિવી, જલ, તેજ, વાયુ ઇત્યાદિને તેની સ્થૂલરૂપતાનો વિચાર કરી કાર્યરૂપે માનેછે ને તે કાર્યરૂપને નાશવંત માનેછે; પણ તેનાં પરમાણુરૂપે પૃથિવી, જલ, તેજ, વાયુ છે એમને નિત્ય માનેછે. આ સર્વ પરમાણુઓ આકાશમાં છે, તે આકાશને તથા મન, દિશા અને કાળ એ પદાર્થોને પણ નિત્ય માનેછે, આત્મા તો આ સર્વનું અધિષ્ઠાન છે, માટે તે નિત્ય જ છે, અહન્ય છે, અચ્છેદ્ય છે, આમ તર્કવાદને અનુસરતાં પણ આત્મા નિત્ય છે એમ સમજાય છે.

હે **નચિકેતા!** નૈયાયિકો પદાર્થોનાં પરમાણુઓને અતિ સૂક્ષ્મ માનેછે. એ સૂક્ષ્મતાની અવધિ છે, પરંતુ એ સૂક્ષ્મ પરમાણુઓમાં પણ આત્મા અનુસ્યૂત છે એટલા માટે [2] **આત્મા સૂક્ષ્મથી પણ**

---

૧. એમાં ૧૯મી શ્રુતિનો અર્થ આવેછે.

૨. એમાં ૨૦મી શ્રુતિનો અર્થ આવે છે.

અતિ સૂક્ષ્મ છે. આત્માની આ પ્રમાણેની સૂક્ષ્મતા હોવાથી તે મહાન્ આકાશાદિ પદાર્થોમાં નથી, એમ સમજવાનું નથી. તે તો આકાશનું પણ અધિષ્ઠાન છે. સર્વ બ્રહ્માંડો આકાશમાં છે, માટે બ્રહ્માંડો કરતાં આકાશ મહાન્ છે, વળી આકાશ માયામાં છે, માટે માયા આકાશથી મહાન્ છે. અને માયા બ્રહ્મના એક દેશમાં છે, માટે બ્રહ્મ-આત્મા તેથી પણ મહાન્ છે સર્વ મહાન્થી પણ મહાન્ છે. સર્વમહાન્ પદાર્થોમાં છે અને અતિ સૂક્ષ્મ પદાર્થોમાં પણ છે, એટલે તે સર્વવ્યાપી છે. એના વિના બીજું કાંઇ સ્વતંત્ર નથી. બ્રહ્માથી લઇને [1]સ્તબપર્યંતના આ સર્વ પ્રાણી માત્રના હૃદયમાં આત્મા સ્થિત છે. અસ્તિ, ભાતિ અને પ્રિયરૂપે યાવદ્ જગત્ માત્રમાં આત્મા વિરાજી રહેલો જ છે. પુત્ર નચિકેતા! ગુરૂમાં બ્રહ્મબુદ્ધિ રાખનાર તારા જેવા જે યોગ્ય અધિકારીની [2]દૃષ્ટાદૃષ્ટ બાહ્ય વિષયોમાં ઉત્તમ વિરાગભાવના થઇ ગઇ હોય તે અધિકારી અકામી અથવા અક્રતુ કહેવાયછે. અકામીની સર્વ ઈંદ્રિયો પોતપોતાના વિષયોથી નિવૃત્તિ પામી ગઇ હોયછે, અંતઃકરણ શુદ્ધ થઇ ગયું હોય છે, ને સ્વરૂપદર્શન તરફ જ વળેલું હોય છે ઇંદ્રયો અને અંતઃકરણ, જે શરીરને ધારણ કરી રાખેછે તેઓ શરીરના ધાતુ કહેવાય છે. તેઓનું બાહ્યાર્થમાંથી અને બાહ્યવૃત્તિઓમાંથી વિરામ પામી જવું તે તેમનો પ્રસાદ કહેવાયછે, અર્થાત્ જે અકામી પુરૂષ છે તે પોતાના ધાતુપ્રસાદથી આત્માના (જે ઉપર મહિમા બતાવ્યો છે) તે મહિમાને જુએછે અને પછી વીતશોક થાય છે. આત્માના સ્વરૂપ સુખને અનુભવે છે. આનંદરૂપ બ્રહ્મને જાણનાર તે અધિકારી બ્રહ્મ જ થાયછે.

સર્વવ્યાપી આત્મા જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થામાં સાક્ષીરૂપે વિરાજે છે. જાગ્રદાદિ અવસ્થારૂપ ધાટો તેમાં

---

૧. સૃષ્ટિના પ્રારંભ કાળમાં શ્રીવિષ્ણુના નાભિકમલમાં શ્રીબ્રહ્મા પ્રકટેછે એ બ્રહ્માના ચૈતન્યરૂપે આત્મા સ્થિત છે. બ્રહ્માની સૃષ્ટિમાં જે જે પ્રાણીઓ છે તેમાં અને સ્તંબ જે ભોયું છે તેમાં પણ આત્મા ચૈતન્યરૂપે સ્થિત છે.

૨. આ લોકમાં ભોગવાતાં કર્મફલ દૃષ્ટ અને પરલોકમાં ભોગવાતાં કર્મફલ અદૃષ્ટ કહેવાય છે.

ચકાતાં છતાં તે અચલ અને કૂટસ્થ છે, આમ છતાં પણ પોતપોતાના વિષયોમાં તણાતી મન આદિ ઇંદ્રિયોની સાથે તે જાણે પ્રતિબિંબરૂપે જતો હોય એમ ભાસેછે. વળી પ્રતિવ્યક્તિસ્વરૂપે આત્મા સ્થલાંતર કરેછે એમ પણ લાગે છે, આથી કરીને [1]બેઠેલો અચલ આત્મા દૂર જાયછે એમ કહેવાયછે. ઇંદ્રિયો પોતપોતાના વિષયો ભોગવી થાકી જાયછે અને પછી વિરામ લેછેત્યારે આપણે કહીએ છીએ કે ઉંઘ આવી ગઈ છે. એ તો પ્રસિદ્ધ વાત છે કે ઉંઘમાં બધી ઇંદ્રિયો પોતપોતાનું કામ કરતી નથી. આ સમયે ઇંદ્રિયો સંબંધી જ્ઞાન જે વિશેષવિજ્ઞાન કહેવાયછે તેની સમાપ્તિ થઈ ગઇ હોય છે. ઉંઘમાં-સુષુપ્તિમાં આપણને કાંઇ ખબર પડતી નથી, તથાપિ ઉંધી ઉઠયાપછી 'હું સારીરીતે ઉંઘ્યો' એવું અનુભૂતજ્ઞાન આપણે પ્રકાશીએ છીએ. આ જ્ઞાન આત્માના સામાન્ય વિજ્ઞતૃત્વને લઇને થાયછે. વિશેષવિજ્ઞાન બધાં બંધ છતાં પણ સુષુપ્તિમાં સામાન્યવિજ્ઞાન રહેછે, ને તેથી ઉંઘ્યા છતાં-સુષુપ્ત છતાં આત્મા સર્વથી જાયછે, એમ કહેવાય છે. સુષુપ્તિમાં સ્થૂલ શરીર અને ઇંદ્રિયો ક્યાંઇ જઇ શકતાં નથી. કોઈ એક દ્વાર પણ તેને જવાનું નથી. આવા સુષુપ્તિરૂપ બંધનથી પણ આત્મા તો એક દ્વારથી નહિ પણ અનેક દ્વારથી જાયછે, માટે તે સર્વથી જાયછે એમ કહેવાયછે. જાગ્રત્, સ્વપ્ન કે સુષુપ્તિ એ ત્રણે અવસ્થાથી તે અતીત છે. તુરીય છે. કોઈ જાતના પ્રતિબંધ વગરનો સ્વતંત્ર છે. જલ વાસ્તવિક રીતે વર્ણવિનાનું અને આકૃતિવિનાનું છે. તેમાં સિંદૂર કે હરિતાલ આદિકનું સૂક્ષ્મ ચૂરણ નાંખતાં તે રક્ત, પીત આદિરંગવાળું થાયછે. વળી તેને ચોરસ, ગોળ, લંબચોરસાદિ આકારના પાત્રમાં નાંખીએ તો તે તે ઉપાધિથી તે તેવા તેવા સ્વરૂપે દેખાય છે. તેમ શુદ્ધ આત્મા પણ બુદ્ધિઆદિ ઉપાધિઓના તાદાત્મ્ય સંબંધથી તેવો તેવો દેખાયછે. વાસ્તવિકરીતે તે મદ-હર્ષ કે અમદ—અહર્ષવાળો છે નહિ. ફૂટેલા અથવા પાસાદાર દર્પણમાં જોવાથી અવિકૃત મુખની પણ અનેક વિકૃતિઓ દેખાયછે તેમ વિરૂદ્ધધર્મની ઉપાધિથી આત્મામાં અચલત્વ, ગમનત્વ, નિત્યત્વ, અનિત્યત્વ, હર્ષત્વ અને અહર્ષત્વાદિ અનેક ધર્મોની પ્રતીતિ થાયછે; માટે આત્મા બહુ દુર્વિજ્ઞેય છે. તે આત્મદેવને

---

૧. એમાં ૨૧મી શ્રુતિનો અર્થ આવે છે.

**મારાથી બીજો કોણ જાણવાને** યોગ્ય થાયછે. મારાથી બીજો એટલે હું ચેતનરૂપ આત્માથી બીજો કોઇ જડ પદાર્થ તેને જાણી શકતો નથી. ઇંદ્રિયો સર્વ આત્માના સાક્ષિત્વથી જ પોતપોતાના વિષયોનો અનુભવ લેછે. જો તે ન હોય તો લઇ શકે નહિ. આત્મા 'ચક્ષુનું ચક્ષુ, શ્રોત્રનું શ્રોત્ર, મનનું મન,'[1] ઇત્યાદિરૂપે કહેવાયછે તે આટલા જ સારૂ. આત્મા સ્વતોગમ્ય છે. એને બીજું કોઈ જાણી શકતું નથી.[2] આવો દુર્વિજ્ઞેય આત્મા સ્વતઃ સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ એ ત્રણે શરીરવિનાનો છે. સર્વદા પોતાને રૂપે આકાશતુલ્ય અવિકારી છે; તથાપિ દેવ, પિતૃ અને મનુષ્યનાં અનિત્યશરીરોમાં ને પોતાના પ્રત્યગાત્મપણાવડે જ સ્થિત છે, અને સર્વથી મહાન્ ને સર્વવ્યાપી છે. આવા [3] **અશરીર છતાં અનિત્યશરીરમાં સ્થિત મહાન્ વિભુ આત્માને** 'હું જ બ્રહ્મ છું' એમ **માનીને** આત્મસાક્ષાત્કાર કરીને —આત્માનો અપરોક્ષ અનુભવ કરીને **ધીર પુરૂષ શોક કરતો નથી.**[3] જ્યાંસુધી હું કર્ત્તા છું, હું ભોક્તા છું ઇત્યાદિ બંધ છે ત્યાંસુધી શોક છે. કર્ત્તાભોક્તારૂપ વૃત્તિ એ જ શોક છે. એ જ અજ્ઞાન છે. આ અજ્ઞાન, અદ્વૈતસાક્ષાત્કાર થતાં—જ્ઞાન થતાં નાશ પામી જાયછે. અર્થાત્ જે અધિકારીને અજ્ઞાનરૂપ કારણનો આત્મ-સાક્ષાત્કારથી અભાવ થાયછે તેને ફરીને શોક થતો નથી. વિદેહમુક્તિ સાથે જ સંસારમુક્તિ થાયછે.[4]

હે **નચિકેતા !** મહાન્ અને વિભુ એવો આત્મા પંડિતોને પણ દુર્વિજ્ઞેય છે તે એટલા માટે કે,—[5] **આ આત્મા,** આત્માના ગુણપ્રકાશક અનંત **શબ્દો બોલી જવાથી મેળવો શકાતો નથી.** કોઈ વિપ્ર ચારે વેદનું અધ્યયન કરી જાય, યોગ્ય શિષ્યને અધ્યયન કરાવે તો તેટલાથી તે વિપ્ર આત્મ સ્વરૂપને પામી શકેછે એમ નથી. ગ્રંથોના અર્થને ધારણ કરી લેવાની શક્તિ જે મેધા કહેવાયછે તે **મેધાશક્તિ**

---

૧. કેનોઉપનિષદ્નો પ્રથમ ખંડનો બીજો ભાગ જુઓ.
૨. આગળ ત્રેવીશમો મંત્ર આ જ અર્થને સમર્થન કરેછે.
૩. એમાં ૨૨મી શ્રુતિનો અર્થ આવેછે.
૪. બીજા ગુચ્છના પ્રથમ પુષ્પમાં ૪ શ્રુતિ જુઓ.
૫. એમાં ૨૩મી શ્રુતિનો અર્થ આવે છે.

વડે પણ આત્મા મેળવી શકાય એવો **નથી.** આત્માનું પ્રતિપાદન કરનાર ઉપનિષદો વિનાનાં અનેક શાસ્ત્રનું જ્ઞાન મેળવ્યું હોય તેને શ્રવણ કર્યાં હોય તો તે **ઘણા શ્રવણવડે** પણ આત્મા મેળવી શકાતો **નથી.** આવી આત્માની દુર્વિજ્ઞેયતા છે. પ્રિય નચિકેતા! પામર અને પંડિતો સર્વને આ આત્મા સદા અલભ્ય જ છે એમ સાંભળી તું અધીર થઇશ નહિ. આ સાધક કે જે શ્રીગુરૂને અનન્યતા-વડે ઉપાસેછે, શ્રીગુરુમાં, ઈશ્વરમાં અને પોતામાં અભેદ અનુભવેછે તે અધિકારી, આ આત્માને કે જે **પોતાનો છે તેને** 'હું જ આત્મા છું, સર્વત્ર છું, મારાથી અન્ય કાંઇ નથી' એમ વિચારી **પ્રાર્થવે છે** તે પોતાના પ્રસન્ન થએલા તે **આત્માવડે** આત્માને **પામવા યોગ્ય છે.** શ્રીગુરુ મુખથી કરાતા શ્રવણમાં 'હું જ પ્રત્યગ્બ્રહ્મ છું' એમ સત્વભાવથી જોતાં જે અધિકારી અભેદ ભાવે પોતાના આત્માને ભજેછે તેને એ ભજનવડે જ **આ આત્મા પોતાનું પારમાર્થિક યથાર્થ સ્વરૂપ પ્રકાશે** છે. જે અધિકારી શિષ્યની શ્રીગુરુમાં, શાસ્ત્રમાં, ૐકારરૂપ પ્રણવમાં, ઇશ્વરમાં કે પોતાના સ્વરૂપમાં જ્યાં જ્યાં અનન્યતા હોય ત્યાં ત્યાં આત્મા પોતાના પ્રભાવથી વાસ્તવિક અભેદરૂપનો તે અધિકારીને સાક્ષાત્કાર કરાવી દે છે. આમ આત્માવડે જ આત્મા પમાયછે. પમાયછે, એટલે કાંઇ એકમાંથી બીજું થાયછે તેમ નહિ. [1]અભેદપ્રત્યયના આલંબનથી અજ્ઞાન જે વિવેકપ્રજ્ઞાને આચ્છાદિ રહેલું છે તે નાશ થઇ જતાં વિવેકબુદ્ધિ પ્રકાશેછે. સર્વદ્વૈત મિથ્યા થઇ, સર્વત્ર બ્રહ્મમયતાનો અનુભવ થાયછે.

ઈશ્વરના અને શ્રીગુરુના અનુગ્રહથી જે અધિકારીનું ચિત્ત પ્રસાદન પામેલું છે તે અધિકારી નિજસ્વરૂપનો અનુભવ લેછે પણ જે માણસ, શ્રુતિસ્મૃતિએ નિષેધ કરેલાં [2]**દુશ્ચરિતોથી**—પાપ કર્મોથી **વિરામ પામેલો નથી,** તેથી જે અવિરત છે, તે આત્મા **મેળવી શકતો નથી.** ઇંદ્રિયસુખ મેળવવાને જેનું મન તલપી રહ્યું હોયછે તે **અશાંત** માણસ, **વિક્ષિપ્ત ચિત્તવાળો,** અને **અશાંત મનવાળો** માણસ, આત્મા મેળવી શકતો નથી. જેની ઇંદ્રિયો પોત-

---

૧ સવત્ર બ્રહ્મ જ છે એવા જ્ઞાનના આવલંબનથી.

૨ એમાં ૨૪મી શ્રુતિનો અર્થ આવેછે.

આ લોકમાં સર્વકોઇ પુરુષ ભોજનને અતિ પ્રિય ગણેછે. સર્વ-વગર ચાલે પણ અન્નવગર ચાલે નહિ. અન્ન જ ઇષ્ટ છે. અન્નમાં પણ હવિષ્યાન્ન વધારે ઇષ્ટ છે; કેમકે તે પવિત્ર છે. વ્યષ્ટિસમષ્ટિ સર્વને અન્નરૂપ ભોગ્યની આવશ્યક્તા છે. માયાવિશિષ્ટ સમષ્ટિરૂપ ઇશ્વરને હવિષ્યાન્નરૂપે ધર્મપરાયણ બ્રાહ્મણ અને ક્ષત્રિય છે. તેઓ પોતાની ધર્મ-પરતાવડે ઈશ્વરને પ્રિય છે. ઈશ્વરને સમાન છે. માટે આપ બ્રાહ્મણ ક્ષત્રિયને બ્રહ્મના ભાતરૂપે જણાવોછો, એમ હું સમજુંછું. જમણમાં મુખ્ય ભાત હોય તથાપિ તેને શોભાવનાર બીજા ઉપસ્કરોમાં શાકભાજી વગેરે જોઇએ. જો તે હોય તો જમણ સાર્થ થાય, નહિતો વૃથા, એમ વ્ય-વહાર સમજાયછે. ધર્મપરાયણ બ્રાહ્મણક્ષત્રિય ઈશ્વરના ભાતરૂપે હોય તોપણ શ્રીયમરાજારૂપ શાક ન હોય તો તે વૃથા છે. ભગવાન્ યમથી સંસ્કારી થએલા કે તેનું કર્મદ્રષ્ટાપણું જોઇ ધર્મપરાયણ રહેલા બ્રાહ્મણ-ક્ષત્રિય શ્રીઇશ્વિરને પ્રિય છે. અધર્માચરણે ચાલી તેને અપ્રિય થએલા બ્રાહ્મણક્ષત્રિયો ઈશ્વરને પ્રિય નથી, માટે યમ શ્રીઇશ્વરના શાકને સ્થાને છે એમ હું સમજ્યો છું.

ભગવાન્ યમરાજા કહેછે. પુત્ર નચિકેતા! તારા સમજવામાં વિશેષ ફેર નથી. બ્રાહ્મણ—ક્ષત્રિયનું બ્રહ્મપ્રતિ ઓદનસ્વરૂપ તું ઠીક સમજ્યો છે. મૃત્યુપ્રતિ પણ તેં ઠીક જ કલ્પના કરી છે. સર્વ-પુરુષોનાં નિત્યચિત્રનું અવલોકન કરનારી [1] શ્રીસમષ્ટિભગવાન્‌ની ૧૩ શક્તિઓમાંની હું મૃત્યુ–યમ એક શક્તિ છું એ વાત ખરી છે. સર્વ કર્મફલનો હું નિયંતા છું, વ્યવસ્થાપક છું, એ વાત ખરી છે; તથાપિ તેમનો પ્રેરક કે રક્ષક નથી. એને માટે તો બ્રાહ્મણ—ક્ષત્રિયો જ છે. મારૂં કર્મફલમાં નિયંતૃત્વ છે એ પણ બ્રાહ્મણોથી જ પ્રસિદ્ધિ પામે છે. ક્ષત્રિયો ધર્મના રક્ષક હોવાથી બ્રાહ્મણોના અંગભૂત હોઇ બ્રાહ્મણોના જેટલી જ યોગ્યતા પામેછે. એટલા માટે હું મૃત્યુ–કરતાં પણ માયા-વિશિષ્ટ ઈશ્વરની સંતૃપ્તિમાં બ્રાહ્મણક્ષત્રિય વધારે ઉપયોગી છે, માટે

---

૧. आदित्यचंद्रावनिलोऽनलश्च द्यौर्भूमिरापो हृदयं यमश्च :
अहश्च रात्रिश्च उभे च संध्ये धर्मोऽपि जानाति नरस्य वृत्तम्

**અર્થ**—સૂર્ય, ચંદ્ર, વાયુ, ઉષ્મા, આકાશ, પૃથ્વી, જલ, હૃદય, રાત્રિ, દિવસ, ઉભયસંધ્યા, ને ધર્મ એ તેરશક્તિઓ મનુષ્યનાં કર્મના સાક્ષી છે.

તેઓ ઓદન છે. હુ તેમના કરતાં ધર્મસંસ્થાપન માટે ન્યૂન ઉપયોગનો હોવાથી ઈશ્વરના શાકભાજી–સમાન છું. આ ઓદન અને શાકભાજી સર્વનો સમષ્ટિભગવાન્ ભોક્તા છે. એ સર્વને યોગ્યકાલે પોતાના સ્વરૂપમાં મેળવી લેછે. આમ ઈશ્વર, કલ્પના અંતમાં સર્વનો ગળી જનારો હોવાથી અને પાછળ પણ પોતાને સ્વરૂપે વિરાજમાન રેહેતો હોવાથી "**कल्पांते नटनाटनप्रमुदितः श्रीसिद्धयोगीश्वरः क्रीडानाटकनाथको विजयते देवो महाभैरवः**" અનેક પ્રકારની ક્રિયારૂપ નટના નટનથી હર્ષ પામેલો મહાભૈરવરૂપ શ્રીસિદ્ધયોગીશ્વરદેવ, કલ્પના અંતમાં ક્રીડાનાટકના સ્વામીસ્વરૂપે જ–સદા એક ને એક સ્વરૂપે જ વિરાજેછે.' પુત્ર નચિકેતા! આ ભૂમારૂપ બ્રહ્મને અનધિકારિપુરુષો સમજી શકતા નથી. શ્રીગુરુપાદથી દીક્ષિત થઈ પૂર્ણ કૃપા પામેલા હોય તે જ અનુભવેછે.

પ્રિયવાચક! અત્યારસુધીમાં આપણને મહાત્મા નચિકેતાએ શું શું આપ્યું તે જોઈ જઈએ તો ઠીક. આપણે સર્વેએ નચિકેતા-કુસુમગુચ્છના પ્રથમપુષ્પની સુગંધ માનસિક પ્રવૃત્તિથી પાછી લઈ લેવી. આ બીજા પુષ્પમાં પણ ઘણું જોવાનું છે. આત્મવિદ્યારૂપ શ્રેય છે તે આ પુષ્પની કળીછે. યજ્ઞયાગાદિક કર્મરૂપ પ્રેય, આ શ્રેયકળીનું વજ્ર છે. વજ્રથી કળી ઢંકાયેલી છે. અજ્ઞાનથી જ્ઞાન ઢંકાયેલું છે. પુષ્પકળી-ઉપર સૂર્યનો તાપ આવી મળતાં તે જેમ વિકાસ પામેછે, તેમ પ્રેયફલમાં દોષદૃષ્ટિ કરવારૂપ અંતઃકરણની વૃત્તિનો તાપ આવતાં શ્રેયકળી વિકાસ પામેછે. પ્રેયવજ્ર તેનાથી છૂટું પડેછે, શ્રીગુરુશુશ્રૂષા કરવાથી નચિકેતાએ આ મેળવ્યું છે, એટલું જ નહિ પણ શ્રીગુરુમુખથી અતિ પ્રશંસા પામ્યો છે. જ્ઞાતવ્યવસ્તુને જાણતો થયો છે. આ સઘળું શાથી થયું તે જો સંભારીએ તો, સ્વધર્મનિષ્ઠા, પિતૃભક્તિ, સત્યપ્રેમ, શ્રીગુરુશ્રદ્ધા, શ્રીગુરુભક્તિ, આંતરશુદ્ધિ અને અધિકારપરાયણતાને લઈ શ્રીગુરુની પ્રસન્નતાથી તેણે મેળવ્યું છે એમ આપણે જોયું. આટલી બધી યોગ્યતા મેળવવાનો માર્ગ બતાવનાર પવિત્ર નચિકેતા છે એમ આપણને લાગ્યા વગર રહેશે નહિ. તેના આટલા ચારિત્ર્યને જોઈ વાચક! તું દોરાતો હોઉં તો હાલ એમ માન કે પવિત્ર નચિકેતા જ તારો નેતા છે. તે જ તારો ગુરુ છે. એનું કિશોરવય, બ્રહ્મચર્યાવસ્થા અને નિશ્ચયની

અતિ પ્રસન્નતા એટલાં વાનાં જ તેનામાં ઈશ્વરત્વવૃત્તિને પ્રકટાવેછે. સમષ્ટિરૂપ માયાવી ઈશ્વર સર્વના ભોક્તારૂપે હોઇને મહાભૈરવરૂપ છે, તો મહાત્મા નચિકેતા તેનો બાલવેષ છતાં જિજ્ઞાસુઓના નેતારૂપ હોવાથી તે શ્રીબટુકભૈરવને સ્વરૂપેછે. આપણે તેને ઉપાસીએ– * आनीलकुंतलमलक्तकरक्तवर्णं मौंजीविबंधितकटिं मुखमंबुजाक्षम्। कल्याणकीर्तिकमनीयसुपार्णदंडं वंदामहे बटुकनाथमभीष्टसिध्यै

## બીજું પુષ્પ સમાપ્ત.

## પુષ્પ ૩ જું.

આત્માનું સ્વરૂપ પાછળ तं दुर्दर्शं ઇત્યાદિ મંત્રમાં કહેવાપ્રમાણે અતિગહન છે એમ ભગવાન્ યમરાજાએ જણાવ્યું છે. વળી તેમ જ મંત્રમાં અધ્યાત્મયોગવડે તે જાણી શકાયછે એમ પણ બતાવ્યું છે. આ ઉક્તિને લક્ષમાં લઇ મહાત્મા નચિકેતા પોતાના મન સાથે વિચારવા લાગ્યો કે—ૐકારરૂપ પ્રણવમાં પરાપરબ્રહ્મને અભેદપૂર્વક અવલોકી આત્માનો સાક્ષાત્કાર કરવો એ એક આત્મજ્ઞાન મેળવવાનું સર્વોત્તમ સાધન છે, તથાપિ જગત્‌માં રોગગ્રસ્ત માણસોને માટે જેમ જૂદા જૂદા ઉપચારો છે તેમ સંસાર રોગથી મુક્ત થવા માટે પણ ભિન્નભિન્ન ઉપાયો હોય તો કેવું સારું? મહાત્મા શ્રીગુરુપાદની કૃપાથી સર્વ જગત્ મારી દૃષ્ટિનીચે દેખાયછે. પરમાર્થભાવે અભેદ છતાં માયાપ્રભાવથી તે અનેક રૂપે વિવર્તલું છે. એક જ મેઘસમૂહમાંથી વૃષ્ટિરૂપે જલકણો ભિન્નભિન્નસ્થાને જાયછે તેમ અનંત વ્યક્તિઓ પણ એક જ અધિષ્ઠાનમાંથી જાણે ભિન્નભિન્ન-

---

* ભાવાર્થ:—જેને શ્યામ અને વાંકડીઆ મોવાળા છે, જેનો વર્ણ અળતાના જેવો છે, જેણે કેડે મૌંજીબંધન રાખ્યું છે. જેનું મુખ કમલના જેવું છે, જેની કીર્તિ કલ્યાણરૂપ અને જે સુંદર પલાશદંડવાળો છે એવા શ્રી બટુકનાથરૂપ શ્રીનચિકેતાને અમે ઇચ્છિત સિદ્ધિ મેળવવાસારૂ નમસ્કાર કરીએ છીએ.

સ્થાને જતી હોય એમ જણાયછે. પ્રકૃતિનું આમ નાનાત્વ[1] ભાસવાથી ઉપચારોનું પણ નાનાત્વ હોય તો ઠીક પડે એમ લાગેછે. આટલું વિચારી તેણે પોતાનો શ્વાસ બહાર મૂકયો. સર્વ બાહ્યાંતર કર્મને જાણનાર ભગવાન્ યમથી આ ઇચ્છા કેમ ગુપ્ત રહી શકે? શિષ્યની સંતૃપ્તિને માટે તેઓ બોલ્યા. પુત્ર નચિકેતા! વિદ્યાઅવિદ્યાના ભેદપૂર્વક ૐકારરૂપ પ્રણવની ઉપાસના અને આત્માનું સ્વરૂપ મેં તને જણાવ્યું. યોગ્ય અધિકારી અવિદ્યાનું અનાત્મત્વ અને અનિત્યત્વ જાણી સ્થિતપ્રજ્ઞ[2] થઇ બ્રહ્માનંદમાં બન્યો જ રહે એ તેનો પરમપુરુષાર્થ છે. તથાપિ અન્યઅધિકારીઓની જિજ્ઞાસાની શાંતિ કરવાની તને ઇચ્છા છે, તો રથરથીની કલ્પનારૂપ ધ્યાન કરતાં આત્મસાક્ષાત્કાર થાયછે તે હું તને સંભળાવું છું.

હે નચિકેતા! પ્રણવના ધ્યાનથી જેને બ્રહ્મનો સાક્ષાત્કાર થયો છે એવા [3] બ્રહ્મવિદો; ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ, આહવનીય, સભ્ય, અને આવસથ્ય એરૂપ પાંચ અગ્નિઓની જેણે ઉપાસના કરી છે તેવા પંચાગ્નયો અને જેણે નાચિકેતઅગ્નિને ત્રણવાર ચયન કર્યો છે એવા ત્રિણાચિકેતમહાત્માઓ કહેછે કે આ સંસાર વૃક્ષઉપર જીવ અને શિવ નામના બે પક્ષીઓ છે. તેમાં શિવ છે તે શુદ્ધસત્વમયી[4] હોવાથી

---

૧. વિવિધપણું. ૨ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના ૨ જા અધ્યાયના ૫૫ મા શ્લોકમાં સ્થિતપ્રજ્ઞને માટે આમ લખ્યું છે.प्रजहाति यदा कामान् सर्वान् पार्थ मनोगतान्। आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते " હે અર્જુન! જ્યારે યોગી મનમાં રહેલી સર્વ ઇચ્છાઓને ત્યજી દે, અને આત્મા વડે જ આત્મામાં સંતોષ પામે ત્યારે તે યોગી સ્થિતપ્રજ્ઞ—સ્થિર બુદ્ધિવાળો કહેવાયછે. ૩ એમાં પહેલી શ્રુતિનો અર્થ આવેછે.

૪ ચિત્ અને આનંદરૂપ બ્રહ્મના પ્રતિબિંબવાળી તથા સત્વ, રજ અને તમોગુણરૂપ પ્રકૃતિ છે. એ પ્રકૃતિમાં જ્યારે સત્ત્વગુણ વિશેષ હોયછે ત્યારે તે શુદ્ધસત્ત્વા કહેવાયછે. એનું બીજું નામ માયા છે. આ માયામાં ચિદાનંદનું પ્રતિબિંબ છે. એ, પ્રતિબિંબયુકત માયા ચિદાત્મા કહેવાયછે. તે ઇશ્વર અથવા શિવ છે. તે શુદ્ધસત્ત્વરૂપ હોવાથી આતપરૂપ છે. પ્રકૃતિ જ્યારે મલિન થાય અર્થાત્ સત્ત્વગુણ દબાઇ જાય અને રજોગુણ કાંઇક વિશેષ દેખાય ત્યારે મલિન સત્ત્વમયિ કહેવાયછે. આને શાસ્ત્રમાં અવિદ્યા કહેછે. અવિદ્યામાં ચિદાનંદનું પ્રતિબિંબ છે. આ પ્રતિબિંબસહિત અવિદ્યા જીવ કહેવાયછે. તે અવિદ્યાને વશ હોવાથી છાયારૂપ છે. જુઓ શ્રીપંચદશી—ભાષાંતર પૃ૦ ૧૦મો.

આતપ-પ્રકાશરૂપ છે. અને જીવ, મલિનસત્વમયી હોવાથી છાયારૂપ છે શિવ-ઈશ્વર, નિત્ય સૂર્યના તડકાની પેઠે અવિકારી છે, અને જીવ છાયાની પેઠે વિકારી છે. સૂર્યપ્રકાશ જેમ સર્વવ્યક્તિને પ્રકાશ કરેછે તેમ ઈશ્વર સર્વનો પ્રકાશક છે. છાયાનું વધવું, ઘટવું, જેમ આતપ ઉપર છે તેમ છાયારૂપ જીવનું વધવું, ઘટવું ઈશ્વરસત્તાઉપર છે, એટલે કે જીવ પોતામાં ઈશ્વરીગુણો[1]વધારે તેમ તે આત્મસ્વરૂપની વધારે નિકટતા પામતો જાય અને આસુરીગુણો[2] વધારે તેમ તે તેથી દૂર જતો જાયછે. આ જીવ અને શિવ બંને **બુદ્ધિરૂપ ઉત્કૃષ્ટસ્થાનમાં રહેલા છે.** તેમાં ઈશ્વર સર્વજ્ઞ અને અભોક્તા છે. * **ક્લેશ-કર્મવિપાકાશયૈરપરામૃષ્ટઃ પુરુષવિશેષ ઈશ્વરઃ** ભૂત, ભવિષ્ય અને

---

૧. अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः । दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥१॥ अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम् । दया भूतेष्वलोलुप्त्वमार्दवं-ह्रीरचापलम् ॥ २ ॥ तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता । भवंति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥

**અર્થ:**—૧ શાસ્ત્રાજ્ઞા પાળવામાં નિડરતા, ૨ અંતઃકરણની શુદ્ધિ. ૩ જ્ઞાન અને યોગમાં સ્થિતિ, ૪ દાન, ૫ ઇંદ્રિયનિગ્રહ, ૬ શ્રૌતસ્માર્તયજ્ઞ, ૭ વેદાદિનું અધ્યયન, ૮ શરીર, મન અને વાણીને રાજસતામસક્રિયાથી રોકવાં, ૯ સરલતા, ૧૦ કોઈ પ્રાણીને દુઃખ ન દેવારૂપ અહિંસા, ૧૧ સત્ય, ૧૨ અક્રોધ, ૧૩ શાસ્ત્રવિધિથી કર્મનો ત્યાગ, ૧૪ શાંતિ, ૧૫ કોઇની ચાડી ન કરવી તે, ૧૬ પ્રાણીમાત્રમાં દયા, ૧૭ લાલચ ન થાય તે, ૧૮ અક્રૂરતા. ૧૯ અકાય લજ્જા, ૨૦ પ્રયોજન હોય ત્યાંસુધી ઇંદ્રિયોની સ્થિરતા, ૨૧ સ્ત્રી બાલક આદિથી મોહ ન પામવો તે તેજ, ૨૨ ક્ષમા, ૨૧ ધીરજ, ૨૪ શરીર અને મનની શુદ્ધિ, ૨૫ કોઈ પ્રાણીને મારવાની ઇચ્છા ન કરવી તે અદ્રોહ, ૨૬ પોતાવિષે અતિ પૂજ્યપણાની બુદ્ધિ ન થવી તે. એ છવ્વીશ ગુણો દૈવી સંપત્તિ કહેવાયછે. મનુષ્યમાં આ ગુણો જેમ વધેછે તેમ તે સ્વરૂપની નિકટતા પામેછે. દૈવી સંપત્તિ એજ ઈશ્વરી ગુણ.

૨. दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥भगवद्गीता. १६-४.

અર્થ:—ધર્મનો ડોળ કરવો તે દંભ ; ધન, વિદ્યા આદિના ગર્વથી અન્ય પુરુષોનો તિરસ્કાર કરવો તે દર્પ ; અહંકાર; ક્રોધ ; કોઈને કઠણ વચન કહેવાં; ને કાર્યાકાર્યમાં અવિવેકતા એ વિગેરે ગુણો આસુરી ગુણો કહેવાયછે આ ગુણવાળો મનુષ્ય સ્વરૂપથી દૂર જતાં છેવટ પશુ, પક્ષી, કીટ, વૃક્ષ ઈત્યાદિ અધમ યોનિઓને પામે છે.

* પાતંજલ યોગદર્શન ૧—૨૪ જુઓ.

વર્ત્તમાન એ ત્રણે કાલમાં જેને ક્લેશ, કર્મ, વિપાક અને વાસનાનો સંબંધ નથી એવો જે પુરુષવિશેષ છે તે ઇશ્વર છે." આમ છતાં પણ સર્વ જીવોના કર્મનો તે સાક્ષી છે. કર્મફલનો નિયંતા છે. એનાથી જીવ **આલોકમાં પોતાના કર્મનાં ફલ ભોગવેછે**—પોતે કરેલાં પુણ્યનાં કે પાપનાં ફલ ભોગવેછે.

પંચાગ્નયો અને ત્રિણાચિકેત જેઓ કર્મઠો છે તે જીવબ્રહ્મનો ભેદ બતાવે છે. બ્રહ્મવિદોની પેઠે અભેદ સમજતા નથી. તેમ છતાં પણ અહીં બ્રહ્મવિદ્‌ની પેઠે તેઓ આત્મસ્વરૂપ જાણેછે એમ કહેવાયછે. એ કેવી રીતે હોઇ શકે ? આવી શંકા મહાત્મા નચિકેતાએ પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુપાસે કરી છે. ભગવાન યમરાજા કહેછે કે હે નચિકેતા ! તારી શંકા ઠીક છે. સ્થૂલ દૃષ્ટિવાળા કર્મઠો વાસ્તવરીતે ભેદદૃષ્ટિવાળાછે પરંતુ તેઓને સ્થૂલદૃષ્ટિમાંથી સૂક્ષ્મમાં લઇ જવાસારૂ નાચિકેતઅગ્નિ મુખ્ય સાધન છે. જેમ મહા નદોને ઓળાંડી જવાના [1]સેતુઓ હોયછે તેમ [2]જે નાચિકેતઅગ્નિ છે તે તેના ઉપાસકોનો એક સેતુ છે. કેમકે તે વિરાટરૂપ છે. ઉપાસક પોતાના વ્યક્તિભાવમાં હોયછે તેને અગ્નિની ઉપાસના કરાવી શ્રીસદ્‌ગુરુ વિરાટરૂપમાં દોરી જાયછે. જેમ **સંસારના પારને તરીજવાને** ઇચ્છતા બ્રહ્મવિદોનું જે અક્ષરપરબ્રહ્મ ઉત્તમ આશ્રમસ્થાન છે તેમ આ નાચિકેતાગ્નિ કર્મઠોનો ઉત્તમ આશ્રય છે. આમ સમજી તે **નાચિકેતને અમે ઉપાસીએ છીએ.**[3] જે કર્મઠો વિરાટ અને અગ્નિને અભેદબુદ્ધિથી ઉપાસનાર શ્રીગુરુથી દીક્ષિત થયા છે તેઓ, વ્યક્તિમાંથી સમષ્ટિમાં ને સ્થૂલમાંથી સૂક્ષ્મમાં જઇ જીવ અને ઈશ્વરમાં અભેદ સમજતા થાયછે. આ પ્રમાણે કર્મઠોનું યાત્રાપ્રયાણ છે. પાપપુણ્યરૂપ કર્મફલનો ભોક્તા જીવાત્મા, પોતાના શરીરસાધનથી જ પ્રેયશ્રેયમાં જોડાઇ સંસૃતિ કે મોક્ષ મેળવેછે ઉભયમાર્ગમાં શરીર જ તેનું વાહન છે, માટે પુત્ર નચિકેતા ! અંગપ્રત્યંગસહિત આ [3]**શરીરને તું રથ જ** જાણ પોતાનાં કર્મફલને **ભોગવનાર આત્માને રથી** જાણ. આ શરીરરથમાં બેશી યથેચ્છ

---

૧ પૂલો.  ૨ એમાં બીજી શ્રુતિનો અર્થ આવેછે.

૩ એમાં ત્રીજી શ્રુતિનો અર્થ આવેછે.

યાત્રા કરનાર જીવાત્મા રથનો સ્વામી છે. સ્વામી તો માત્ર સાક્ષી રૂપે છે. રથને ચલાવવાનું કે ઊભો રાખવાનું કામ જીવાત્મા કરતો નથી. તે તો બુદ્ધિ કરેછે માટે **બુદ્ધિ રથીનો સારથી છે,** એમ જાણ. રથ ચલાવતી વખતે સારથીના હાથમાં રાશ હોય છે. એ **રાશ તે મન જ** છે. મનને રાશનું રૂપક યોગ્ય છે; કેમકે સંકલ્પવિકલ્પલક્ષણવાળું મન, 'આમ હશે કે તેમ હશે' એવા સંકલ્પો ઊઠાડે છે. રથ હાંકનાર રાશને ઘડીમાં ડાબી અને ઘડીમાં જમણી તરફ ચાળવે છે, તેમ મન પણ સકલ્પ વિકલ્પ ઊઠાડે છે. મનવડે ચાલતી દશ ઈંદ્રિયોને અધ્યાત્મવિદો તે રથના **ઘોડા** કહે છે. ઘોડાઓ જેમ રથને તાણી જાયછે તેમ આંખ, કાન, નાક, જીભ, ચામડી, એ જ્ઞાનેંદ્રિયો; અને હાથ, પગ, મોઢું. ઉપસ્થ અને ગુદ એ કર્મેન્દ્રિયોરૂપ ઘોડા શરીરરૂપ રથને તાણી જાયછે. શબ્દ, સ્પર્શ રૂપ, રસ ને ગંધ આદિ ઈંદ્રિયોના **વિષયોને રસ્તા** જાણવા. સર્વે ઈંદ્રિયો પોતપોતાના વિષય તરફ દોડેછે અને તેની પાછળ આ શરીરરૂપ રથ તણાયો જાયછે. વિષયરૂપ રસ્તામાં ચાલતાં શરીરરથને સમાનતા કે વિષમતાથી જે સુખ દુઃખો ઉત્પન્ન થાયછે તેનો **ભોક્તા, શરીર ઈંદ્રિય અને મનોયુક્ત જીવાત્મા છે** એમ વિવેકીપુરૂષો કહેછે[1]. કેવળ કૂટસ્થને ભોક્તૃત્વ ઘટતું નથી. શરીર, મન, આદિ ઉપાધિવાળા આભાસને ભોક્તાપણું ઘટેછે. 'આ જુએછે, આ વિચારેછે' ઇત્યાદિ ભોક્તૃત્વ શરીર ઇંદ્રિયો કે મન હોય તો જ ઘટે; પછી તે ભોગ્ય સ્થૂલ હોય કે સૂક્ષ્મ હોય. મનબુદ્ધિરૂપ ઉપાધિવાળો જીવાત્મા તેના તાદાત્મ્યસંબંધથી શરીરના સુખદુઃખનો 'હું ભોક્તા છું,' એમ માનેછે. આ ભોક્તૃત્વ પ્રતિવ્યક્તિઓની અજ્ઞાનદશામાં પોતાનું સામાન્યપણું છોડી દઇ વિશેષપણું પામેલું હોયછે. સારાંશ કે પ્રતિજીવાત્મા પોતે ભિન્ન ભોક્તા છે, સ્વતંત્ર છે, એમ સમજે છે.

રથનું ગમન અને અમુક સ્થાનપ્રતિ તેની પ્રાપ્તિ એ સારથીપ્રધાન છે. સારથીમાં મુખ્ય બે ગુણોની આવશ્યકતા છે. પ્રથમ જે સ્થાનપ્રતિ રથને લઇ જવો છે તે સ્થાનમાર્ગના જ્ઞાનપૂર્વક અન્યસ્થાનના માર્ગ

---

૧ એમાં ચોથી શ્રુતિનો અર્થ આવે છે.

ઉપરનો અભાવ, અને બીજો રથના અશ્વોને ચલાવવા તથા તેનો નિગ્રહ કરવો. આ બે ગુણ જે સારથીમાં ન હોય તેનો રથ કુશલ રહી શકતો નથી. શરીરરથનો સારથી બુદ્ધિ છે. [1]**જે બુદ્ધિસારથી અયુક્ત મનવડે હમેશાં અવિજ્ઞાનવાન્ થાય છે.** એટલે કે બુદ્ધિ વિષયરાગી હોય. ઘડીમાં આ વિષયમાં જોડાય તો ઘડીમાં પેલા વિષયમાં જોડાય. એક ૮ વિષયમાં એકાગ્રતા પામે નહિ. શરીરરથના કોઇ એક માર્ગના જ્ઞાનવગરની હોઈ અન્યમાર્ગ ઉપર સદા આસક્તિ રાખતી હોય, અવિવેકી હોય, કર્ત્તવ્ય કર્મમાં પ્રમાદી હોય કે અવિહિત કર્મમાં આસકત હોય. અને વળી મન જે રાશ છે તે અદઢ હોય. જોઇએ તેવું બળવાન્ ન હોય. ઇન્દ્રિયોરૂપ અશ્વોને ખેંચી રાખવામાં કે યોગ્યસ્થાને પ્રેરણા કરવામાં અશક્ત હોય કે ત્રુટિત હોય તો **તેના**—તે બુદ્ધિરૂપ સારથીના **ઇંદ્રિયોરૂપ અશ્વો કોઇ સારથીના નઠારા અશ્વો જેવા** [1]થાયછે. કેમકે અમર્યાદ ઇંદ્રિયો અદૃઢમનરૂપ રાશને નહિ ગણકારી પોતપોતાના બાહ્ય વિષયોમાં યથેચ્છ ગમન કરેછે. મનને અમર્યાદપણે તેમાં લપટાવે છે. લપટાએલા મનની છાપો બુદ્ધિસત્વમાં પડેછે, તેથી તે મલિન ને અસ્થિર થાયછે. અસ્થિર ને મલિનબુદ્ધિમાં આત્મસ્વરૂપનો અનુભવ ઊઠતો નથી. જેથી ભોક્તા જીવાત્મા સ્વરૂપનો અનુભવ મેળવી શકતો નથી. માટે [2]**જે બુદ્ધિસારથી [3]અવિવેકી, સદા મલિન અને અવશમનવાળો થાયછે તે સારથી તે પદને પામતો નથી.** તે પદને નથી પામતો એટલે પાછળ બીજી શ્રુતિમાં જે અક્ષરબ્રહ્મ—પરબ્રહ્મનું સ્વરૂપ બતાવ્યું છે તે સ્વરૂપને પામતો નથી. વ્યાવહારિક રથોને જેમ આ ગામથી પેલે ગામ લઇ જવો એ તેનું પ્રાપ્તવ્યસ્થાન છે, તેમ શરીરમન ઇત્યાદિયુક્ત ભોકતાજીવાત્માનું પ્રાપ્તવ્ય કે ગંતવ્યસ્થાન અક્ષરબ્રહ્મ છે. જેની બુદ્ધિમાં વિવેક નથી, જેનું મન દૃઢ નથી, ઇંદ્રિયો જેની સ્વાધીન નથી; આવો ભોકતા જીવ અક્ષરપદને પામતો નથી. તેરૂપે વિરાજતો નથી, પણ તે **સંસારને પામે છે.**[2] ફરી ફરીને જન્મે છે અને મરેછે; પણ

---

૧ એમાં પાંચમી શ્રુતિનો અર્થ આવે છે.

૨ એમાં ૭ મી શ્રુતિનો અર્થ આવેછે.

૩ અર્થની સરલતામાટે ૬ઠ્ઠી શ્રુતિ મૂકીદઈ અહીં સાતમી લીધી છે. છઠ્ઠીનો સંબંધ આઠમી સાથે જોડાશે તે ત્યાં જોવો.

[1]**જે બુદ્ધિસારથી નિત્યયુકત મનવડે વિજ્ઞાન થાયછે,** એટલે કે જે બુદ્ધિ વિષયોમાં વિરાગી હોયછે, શ્રીગુરુ અને શાસ્ત્રે બતાવેલ પોતાના કર્ત્તવ્યમાં આસકત હોયછે, તથા મન દૃઢ હોયછે, વળી જે ઇંદ્રિયોને સ્વાધીન રાખેછે અને પોતે નિત્ય સમાહિત હોયછે, **તે** બુદ્ધિસારથી-**ની ઇંદ્રિયો જેમ કોઇ સારથીના સારા ઘોડા** હોય તેમ **વશ**[1] રહેછે. જે શ્રવણથી, જે દર્શનથી, જે રસનથી, જે સ્પર્શનથી ને જે ગંધથી રજસ્તમસ્‌ની વૃદ્ધિ થઇ મન વિહ્વલતા પામે છે તેવા શ્રવણાદિથી ઇંદ્રિયોનો નિગ્રહ કરાયો હોય, અને જે શ્રવણાદિથી સત્વવૃદ્ધિ થતી હોય તેવા શ્રવણાદિમાં ઇંદ્રિયોને જોડી રાખવામાં આવી હોય, તો સૃષ્ટિક્રમ પ્રમાણે મન વધારે ને વધારે દૃઢ થતું જાયછે. તેમાં શુદ્ધ સંકલ્પો ઊઠેછે. આ શુદ્ધ સંકલ્પોની છાયા બુદ્ધિસત્વમાં પડતાં બુદ્ધિ અત્યંત પવિત્ર કોઈ પણ જાતના મલ કે વિક્ષેપવગરની અને સ્થિર થાયછે. આવી બુદ્ધિને આત્મસ્વરૂપનો અનુભવ થાયછે, માટે હે પ્રિય નચિકેતા! [2]**જે બુદ્ધિસારથી સ્વાધીનમનવાળો, નિત્ય શુદ્ધ અને** પોતાના કર્ત્તવ્ય**જ્ઞાનવાળો થાયછે** તે બુદ્ધિસારથી, **તે** અક્ષરરૂપ પરબ્રહ્મના પદને પામેછે; કે **જેનાથી તે ફરીને જન્મતો** કે મરતો **નથી.**[2] નિર્મલ બુદ્ધિમાં તત્ત્વંપદના વિવેકપૂર્વક આત્માકાર-વૃત્તિ ઊઠે, તેની સંતતિ ચાલે એટલે તેમાં જે કાંઇ વાસના શેષ હોય તે સ્વતઃ નાશ પામી જાય. તેનો લેશ ગંધ પણ ન રહે. આમ થયું કે કર્તૃત્વભોક્તૃત્વ કાંઇ પણ ન રહ્યું. જીવભાવ જ મટી ગયો. માટે એમ કહેવાય છે કે [3]**જે જીવાત્મા બુદ્ધિસારથી વિજ્ઞાનવાન્ હોય છે.**—કાર્યાકાર્યમાં જાણેછે કે વિવેકી છે, **સમાહિતચિત્ત છે,** મનનો પૂરો નિગ્રહ કરતો સતો નિત્યપવિત્ર છે, **તે** જીવાત્મા **પુરુષ** આ સંસાર **માર્ગનો પાર** અને **તે** અક્ષર બ્રહ્મરૂપ **વિષ્ણુના પરમ પદને પામેછે.**[3] સંસારમાર્ગનો પાર પામેછે, એટલે જે રીતિકૃતિથી જીવાત્મા ફરી ફરીને સંસારચક્રમાં આવેછે તેનાથી તે છૂટો થાયછે. હું અને મારું એવી અલ્પજ્ઞતાથી પણ મૂકાઇ જાયછે. સર્વ-

---

૧ એમાં છઠ્ઠી શ્રુતિનો અર્થ છે. ૨ એમાં ૮મી શ્રુતિનો ને ૯ એમાં ૯મીનો અર્થ છે.

વ્યાપીવિષ્ણુના ઉત્કૃષ્ટ પદરૂપે-ભૂમારૂપે તે સ્થિત થાયછે. ' બ્રહ્મને જાણતો બ્રહ્મ જ થાયછે. !

હે નચિકેતા! આ સર્વ આત્મા છે. આત્મા સર્વરૂપ છે, આત્માથી વ્યતિરિક્ત કાંઈ નથી, એવી અપરિચ્છિન્ન આંતર્ભાવના તે જ મોક્ષ છે. આ હું, આ તું, આ મારું, અને આ તારું, આવી પરિચ્છિન્ન બહિર્ભાવના તે બંધ છે. બહિર્ભાવના કલ્પિત કાર્યરૂપ છે ને આંતર્ભાવના કારણરૂપ છે. કાર્યરૂપ જગત્માં કારણની પરંપરા છે તે હું તને જણાવુંછું. એ જાણવાથી વિષ્ણુનું પરમપદ જે સર્વનું ગંતવ્ય, પ્રાપ્તવ્ય ને અધિષ્ઠાન છે તેનો સાક્ષાત્કાર થાયછે.

શ્રોતાને વિષયજ્ઞાન થવામાં ઇંદ્રિયો મુખ્ય સાધન છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ પાંચ વિષયોને અનુક્રમે શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિવ્હા અને નાસિકા ગ્રહણ કરેછે. અર્થાત્ આ સ્થૂલ ઇંદ્રિયોમાં એ વિષયો પ્રવેશ કરેછે, આવા સંબંધથી ઇંદ્રિયોના કરતાં વિષયો સૂક્ષ્મ છે. વિષયો સૂક્ષ્મ છે ખરા પણ તે અતિદેશમાં છે, સર્વત્ર વ્યાપી રહેલા છે પણ ઇંદ્રિયો માત્ર અમુક દેશમાં છે. અલ્પદેશમાં છે. હે નચિકેતા! તું જાણેછે કે તારો કર્ણ શરીરના માત્ર અલ્પદેશમાં છે પણ શબ્દ વિષય તો અતિદેશમાં છે. બધીતરફથી છે. જેમ શ્રોત્રનું તેમ જ બધી ઇંદ્રિયો અને તેના વિષયોનું અલ્પદેશસ્થપણું અને અતિદેશસ્થપણું છે. આવો સંબંધ વિચારતાં ઇંદ્રિયોના કરતાં વિષયો મહાન્ છે એમ સમજાયછે. વળી શ્રોત્રાદિ ઇંદ્રિયો સ્થૂલભૂતોથી થયેલાં સ્વસ્વગોલકો છે. તેઓના કરતાં શબ્દાદિવિષયો આકાશાદિ પંચભૂતોના સારરૂપ છે; માટે પણ તેઓ સૂક્ષ્મરૂપ અને મહાનરૂપે છે. વળી તે જ અનુક્રમે તેના કારણરૂપ છે. એટલે [1]ઇંદ્રિયોથી તેના વિષયો પર છે—સૂક્ષ્મ, મહાન્ અને કારણરૂપ છે. આ શ્રોત્રાદિ ઇંદ્રિયો કાંઇ સ્વતંત્રપણે પોતાના વિષયમાં જોડાતી નથી, મન તેને પ્રેરેછે. મનની પ્રેરણાથી જ તે પોતપોતાના વિષયોનું ગ્રહણ કરેછે; માટે જેમ સમુદ્ર લહરીઓનું કારણ છે તેમ મન સર્વ ઇંદ્રિયોનું કારણ છે, વળી બધી ઇંદ્રિયો અને તેમના અર્થોનું ગ્રહણ એ સર્વ મનમાં સમાઇ જાયછે માટે એ સઘળાનું પણ

---

૧ એમાં ૧૦મી શ્રુતિનો અર્થ છે.

મન કારણ છે. એ સર્વનું આધારસ્થાન હોવાથી મહાન્ છે. અમુક શબ્દશ્રવણમાં કે અમુક રૂપદર્શનમાં જો આપણું મન પરોવાયેલું ન હોય તો તેનું જ્ઞાન આપણને થતું નથી. આપણે કોઇ એક જ વિષયમાં ઉંડે ઊતરી ગયા હોઇએ તે વખતે આપણને કોઇ બોલાવે અથવા આપણી પાસે કોઇ આવે તો આપણને તેનું જ્ઞાન થતું નથી આપણે કહીએ છીએ કે તેમાં મારું મન નહોતું. આથી એમ સિદ્ધ થાયછે કે પ્રત્યેક વિષયગ્રહણમાં આપણું મન પેસેછે. આથી કરીને ઇંદ્રિયોથી જેમ વિષયો સૂક્ષ્મ છે તેમ વિષયોથી મન સૂક્ષ્મ છે. એટલે **વિષયોથી મન પર** છે-સૂક્ષ્મ, મહાન્ અને તેના કારણરૂપે છે.

મન સંકલ્પવિકલ્પાત્મક છે. મને સુખ મળે, દુઃખ ન મળે આવી ઇચ્છારૂપ મન છે. કઇ પ્રવૃત્તિનિવૃત્તિથી સુખદુઃખ થાયછે એ નિશ્ચય ભોક્તાના જે તત્ત્વથી થાયછે તે બુદ્ધિ કહેવાયછે. મનને આ નિશ્ચયાત્મક બુદ્ધિની અપેક્ષા રહેછે. તેવિના ઇચ્છાની ઉત્પત્તિ ઘટતી નથી. આમ હોવાથી બુદ્ધિ મનનું કારણ છે. ઉક્તરીત્યા બુદ્ધિ મનથી સૂક્ષ્મ છે ને મહાન્ છે. માટે **મનથી બુદ્ધિ પર** છે-સૂક્ષ્મ, મહાન્ અને તેના કારણરૂપે છે.

હે **નચિકેતા** ! ઉક્ત ઇંદ્રિયો, તેના અર્થો, મન અને બુદ્ધિ એ સર્વ પ્રતિવ્યક્તિમાં સંબંધ પામેલાં છે, જેમ એક જ પૃથ્વીતલમાંથી ભિન્નભિન્ન પ્રાણી વનસ્પતિઆદિનાં સ્થૂલશરીરોરૂપ પૃથ્વીઓની ઉત્પત્તિ થાયછે, તેમ આ અનંત બુદ્ધિઓ અને તેને સંબંધે મન, અર્થ અને ઇંદ્રિયો એ સર્વ જે એક મહાન્ બુદ્ધિમાંથી ઉત્પન્ન થાયછે કે થયેલ છે, એ મહાન્ બુદ્ધિ તે સમષ્ટિ બુદ્ધિ. આ જ હિરણ્યગર્ભતત્ત્વ છે જે અવ્યક્તપ્રકૃતિથી પ્રથમ ઉત્પન્ન થયેલ જ્ઞાન અને અજ્ઞાનમય છે. એ પ્રથમ ઉત્પન્ન થયેલ છે માટે મહત્તત્વ કહેવાયછે. સર્વ વ્યક્તિ-બુદ્ધિઓ એમાં સમાયછે માટે **બુદ્ધિથી આત્મા** (મહત્તત્વ) **પર** છે-બુદ્ધિથી સૂક્ષ્મ, મહાન્ અને ... આ મહત્તત્વ આત્મા છે; કેમકે દેવ, મનુષ્ય અને ... બુદ્ધિમાં તે અનુસૂત છે કેવલઆત્મા તેથ...

યો છે. વિષયોનું કારણ મન છે. શબ્દાદિકારણસંબંધને લઈને જેમ ઇંદ્રિયો કાર્ય છે, તેમ મનકારણને લઇને શબ્દાદિ વિષયો પણ કાર્ય છે. ઉત્તરોત્તર એક બીજાં કાર્યકારણભાવ પામેછે. સમષ્ટિબુદ્ધિ-મહત્તત્વ માયારૂપઅધિષ્ઠાનમાં છે, માટે તે પણ માયાને સંબંધે કાર્યપણું પામેછે. માયા સર્વનું કારણ છે. માયાને અવ્યક્ત કહેછે. કેમકે વડના ઝીણા બીજમાં જેમ મૂલ, થડ, શાખા, ઉપશાખા, પત્ર, ટેટા, વડવાઈ ઇત્યાદિ સમાઇ રહેલાં છે પણ તે તેમાં દેખાતાં નથી; તેમ આ અવ્યક્ત માયારૂપ બીજમાં મહત્તત્વથી સ્થૂલઇંદ્રિયોસુધીનું સર્વ જગત ઓતપ્રોત સમાઈ રહેલું છે પણ તે સ્પષ્ટ દેખાતું નથી; માટે તે અવ્યક્ત કહેવાયછે. એને જ અવ્યાકૃત, માયાઆદિ નામથી વ્યવહરાયછે. સર્વ સમષ્ટિબુદ્ધિ આ અવ્યક્ત કારણની અપેક્ષા રાખેછે, માટે ' **મહત્તત્વથી અવ્યક્ત પર** છે-મહત્તત્વથી સૂક્ષ્મ છે, મહાન્ છે અને તેનું કારણ છે. આ ત્રિગુણાત્મિકા માયા સર્વના કારણરૂપ પણ જડ છે. તેને પોતાના અધિષ્ઠાનચૈતન્યપુરુષની અપેક્ષા છે, માટે આ **અવ્યક્તમાયાથી પુરુષ પર** છે એમ કહેવાયછે. માયાથી પણ તે અતિસૂક્ષ્મ છે અને મહાન્ છે. એને માયાનું કારણ કહો, માયાનો પ્રકાશક કહો કે માયા એનાથી પ્રકાશેછે એમ કહો. સર્વ વ્યાપક કહો, આત્મા કહો, બ્રહ્મ કહો, ભૂમા કહો, ભાષાભેદથી જે કહેવું હોય તે કહો. **આ બ્રહ્મ-પુરુષથી કાંઇ પર નથી.** આનાથી બીજું કાંઇ સૂક્ષ્મ કે મહાન્ નથી. સૂક્ષ્મતાની કે મહાનતાની **છેલ્લામાં છેલ્લી અવધિ-હદન્તે** આ પુરુષ છે. તે જ **સર્વની પરમગતિ** છે.[૧] સર્વગતિવાળા સંસારીઓનું આ પુરુષથી જ પર્યવસાન છે. આને પામીને પછી કોઈ પણ જીવાત્મા પાછો આવતો નથી. એ કૈવલ્યરૂપ-મોક્ષરૂપ છેલ્લી ગતિ છે.

ઉક્ત કાર્યકારણની પરંપરાઓમાં આત્મા કે પુરુષ ઓતપ્રોતપણે રહેછે. સર્વજાતનાં કાષ્ટોમાં અગ્નિ રહેલો છે પણ બાહ્યોપાધિને લઇને તે દેખાતો નથી, તેમ ચરાચર સર્વ જગતમાં પુરુષ છે પણ સર્વવ્યક્તિઓનાં દર્શનશ્રવણાદિ કર્મોથી તથા અવિદ્યાથી તે ઢંકાઇ રહેલો છે, આથી કરીને સર્વને તે દેખાતો નથી. અતિ ગંભીર અને દુરવગાહ

---

૧. એમાં ૧૧ મી શ્રુતિનો અર્થ આવે છે.

મન કારણ છે. એ સર્વનું આધારસ્થાન હોવાથી મહાન્ છે. અમુક શબ્દશ્રવણમાં કે અમુક રૂપદર્શનમાં જો આપણું મન પરોવાયેલું ન હોય તો તેનું જ્ઞાન આપણને થતું **નથી.** આપણે કોઇ એક જ વિષયમાં ઉંડા ઊતરી ગયા હોઇએ તે વખતે આપણને કોઇ બોલાવે અથવા આપણી-પાસે કોઇ આવે તો આપણને તેનું જ્ઞાન થતું નથી આપણે કહીએ છીએ કે તેમાં મારું મન નહોતું. આથી એમ સિદ્ધ થાયછે કે પ્રત્યેક વિષયગ્રહણમાં આપણું મન પેસેછે. આથી કરીને ઇંદ્રિયોથી જેમ વિષયો સૂક્ષ્મ છે તેમ વિષયોથી મન સૂક્ષ્મ છે. એટલે **વિષયોથી મન પર** છે–સૂક્ષ્મ, મહાન્ અને તેના કારણરૂપે છે.

મન સંકલ્પવિકલ્પાત્મક છે. મને સુખ મળે, દુઃખ ન મળે આવી ઇચ્છારૂપ મન છે. કઇ પ્રવૃત્તિનિવૃત્તિથી સુખદુઃખ થાયછે એ નિશ્ચય ભોક્તાના જે તત્ત્વથી થાયછે તે બુદ્ધિ કહેવાયછે. મનને આ નિશ્ચયાત્મક બુદ્ધિની અપેક્ષા રહેછે. તેવિના ઇચ્છાની ઉત્પત્તિ ઘટતી નથી. આમ હોવાથી બુદ્ધિ મનનું કારણ છે. ઉક્તરીત્યા બુદ્ધિ મનથી સૂક્ષ્મ છે ને મહાન્ છે. માટે **મનથી બુદ્ધિ પર** છે–સૂક્ષ્મ, મહાન્ અને તેના કારણરૂપે છે.

હે **નચિકેતા!** ઉક્ત ઇંદ્રિયો, તેના અર્થો, મન અને બુદ્ધિ એ સર્વ પ્રતિવ્યક્તિમાં સંબંધ પામેલાં છે, જેમ એક જ પૃથ્વીતલમાંથી ભિન્નભિન્ન પ્રાણી વનસ્પતિઆદિનાં સ્થૂલશરીરોરૂપ પૃથ્વીઓની ઉત્પત્તિ થાયછે, તેમ આ અનંત બુદ્ધિઓ અને તેને સંબંધે મન, અર્થ અને ઇંદ્રિયો એ સર્વ જે એક મહાન્ બુદ્ધિમાંથી ઉત્પન્ન થાયછે કે થયેલ છે, એ મહાન્ બુદ્ધિ તે સમષ્ટિ બુદ્ધિ. આ જ હિરણ્યગર્ભતત્ત્વ છે જે અવ્ય-ક્તપ્રકૃતિથી પ્રથમ ઉત્પન્ન થયેલ જ્ઞાન અને અજ્ઞાનમય છે. એ પ્રથમ ઉત્પન્ન થયેલ છે માટે મહત્તત્વ કહેવાયછે. સર્વ વ્યક્તિ-બુદ્ધિઓ એમાં સમાયછે માટે **બુદ્ધિથી આત્મા** (મહત્તત્વ) **પર** છે-બુદ્ધિથી સૂક્ષ્મ, મહાન્ અને બુદ્ધિના કારણરૂપ છે. આ મહત્તત્વ આત્મા છે; કેમકે દેવ, મનુષ્ય અને તિર્યક્આદિ સર્વવ્યક્તની બુદ્ધિમાં તે અનુસ્યૂત છે કેવલઆત્મા તેથ જૂદો છે.

હે **નચિકેતા!** તેં જોયું કે શ્રોત્રાદિ ઇંદ્રિયોનું કારણ શબ્દાદિ વિ-

ક્ષાત્કાર થાયછે, માટે તે પણ હું તને બતાવુંછું. આ યોગવિધિની ચાર અવસ્થા છે. [1]**વિવેકીપુરુષે વાણીને મનમાં લય પમાડવી.** આ તેની પહેલી અવસ્થા છે. માત્ર વાણીને જ નહિ પણ વાગાદિ પાંચ કર્મેંદ્રિયોનો અને શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયોનો મનમાં લય કરવો. આ તો દેખીતું છે કે કોઇ પણ પ્રકારના સુખની પ્રાપ્તિની ઇચ્છાને લઇને જ્ઞાનેંદ્રિયો અને કર્મેંદ્રિયોની શુભાશુભ વ્યાપારમાં પ્રવૃત્તિ થાયછે. સુખ-પ્રાપ્તિની ઇચ્છા એ જ ઇંદ્રિયોની પ્રવૃત્તિનું કારણ છે. અમુક વસ્તુ સુખકર છે એવી સ્મૃતિ તે વળી ઇચ્છાનું પણ કારણ છે. આ ઇચ્છા અને સ્મૃતિ બંને મનોવિલાસ છે-મનરૂપ છે. એટલે ઇંદ્રિયોની પ્રવૃત્તિનું કારણ મન છે. સૃષ્ટ નિયમ જ એવો છે કે કાર્યવસ્તુ તેના કારણમાં લય પામે. માટીથી ઘડોકાર્ય બનેછે તે માટીમાં લય પામેછે; માટે મનોવિ-લાસથી ઇંદ્રિયોની પ્રવૃત્તિ થાયછે તો તે મનમાં લય પામવાને યોગ્ય છે. ઇંદ્રિયોનો મનમાં લય કરવો એટલે ઇંદ્રિયોને સ્વપ્રવૃત્તિમાં પરવશ થઇ જવા દેવી નહિ. મનના સ્વરૂપનો ભૂલાવો થવા દેવો નહિ. ધીમેધીમે તેને અટકાવતાં શીખવું. સ્મૃતિઅનુસાર ઇચ્છા થઇ કે તેને મનમાં જ દાબવી. એ જ ઇંદ્રિયોનો લય. જેમ કોઇ ઉન્માતી ઘોડાને શાંત કરવા-માટે અંધારી બાંધીને કે અશ્વશાળામાં બાંધીને શાંત કરવામાં આવેછે, તેમ ઇંદ્રિયોરૂપ અશ્વો કે જેનો સ્વભાવ જ બાહ્યવસ્તુસાથે સન્નિકર્ષ પા-મીને મનમાં વિકારો ઉત્પન્ન કરવાનો છે, તેને મનરૂપ અશ્વશાળામાં બાંધી દેવા. તેની અયોગ્ય પ્રવૃત્તિનો લય કરવો. આમ થવાથી મનો-વિકૃતિ થતી અટકેછે.

ઇંદ્રિયોનો બાહ્યવ્યાપાર નિરોધ પામતાં મનનો બાહ્યવ્યાપાર આપે બંધ થાયછે. માત્ર તેનો આંતરવ્યાપાર રહેછે. હવે વિવેકી અ-ભ્યાસીએ આંતરવ્યાપારવાળા તે મનને **જ્ઞાનઆત્મામાં લય પમા-ડવું**, એ યોગવિધિની બાજી અવસ્થા છે. સૂર્ય જેમ પ્રકાશકિરણોનો સમૂહ છે તેમ મન સ્મૃતિ અનુસાર ઇચ્છાઓનો સમૂહ છે. પૂર્વાનુ-ભવરૂપ નિશ્ચય, સંસ્કારદ્વારા સ્મૃતિ થાયછે. આથી કરી સ્મૃતિ અને ઇચ્છારૂપ મન, પૂર્વાનુભવરૂપ નિશ્ચયથી ઉદ્દ્ભવેછે. અર્થાત્ મનનું કારણ નિશ્ચય છે. નિશ્ચય કાંઇ એક નથી. અનેક છે. એ નિશ્ચયના

---

1. એમાં ૧૩મી શ્રુતિનો અર્થ આવેછે.

માયાનો પ્રભાવ જ એવો છે. પરમ કારુણિક **શ્રીસદ્ગુરુઓતરફથી** કહેવાયછે કે આ સર્વ ભાસતું જગત્ વસ્તુતાએ પરમાર્થસ્વરૂપ છે, અભેદરૂપ છે, છતાં જિજ્ઞાસુઓ, તેમાં સ્થિર થઇ શકતા નથી. કિં બહુના! આ જ્ઞાનના જિજ્ઞાસુઓ જ ઘણા મળી શકતા નથી. આ શરીર ઇંદ્રિયો આદિ આત્મા છે એવા તત્ત્વબોધનો અભાવ કે અનુપદેશ છતાં પણ ઘણા માણસો અથવા તો સર્વ કોઇ એમ કહેછે કે 'હું ફલાણાનો પુત્ર, ભાઇ અને આ મારો ફલાણો છે.' ઘણીવાર માણસ એમ કહેછે કે 'મારું શરીર સ્થૂલ છે અથવા નિર્બળ છે' અત્ર શરીરકરતાં હું જૂદો છું એમ સ્પષ્ટ પ્રતીત થાયછે તથાપિ લોકભ્રાંતિ દેહેંદ્રિયાદિમાં—અનાત્મમાં—આત્મબુદ્ધિ ધારેછે. "હું મારી માયાથી ઢંકાઇ ગયેલો સર્વને પ્રકાશ થતો નથી" આવું શ્રીકૃષ્ણપરમાત્માએ **અર્જુનને** કહ્યું છે તેનું સ્મરણ વાંચનારે કરી લેવું. આ જ બોધ **ભગવાન્ યમ**રાજા **નચિકેતા**પ્રતિ વિસ્તારેછે. હે **નચિકેતા**! [1]**આ** કારણપરંપરામાં જણાવેલો અતિસૂક્ષ્મ, મહાન્ અને પરમગતિરૂપ **આત્મા સર્વભૂતોમાં ગૂઢ** છે. બ્રહ્માથી સ્તંબપર્યંતનાં સર્વ ભૂતોમાં, અવિદ્યાપ્રભાવથી તે અતિગુપ્ત રહેલો છે. સર્વ વિહિતકર્મો આચરી જેણે બ્રહ્માર્પણ કર્યાં **નથી**, શ્રીસદ્ગુરુની શુશ્રૂષા કરી જે ઉપાસનાની દીક્ષા પામ્યા **નથી**, તથા એ બધાં કરી, જે શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરતા નથી, એવા અસંસ્કારી જીવાત્માઓને આ પુરુષ—આત્મા **પ્રકાશતો નથી.** પરંતુ પાછળ કારણપરંપરામાં બતાવેલા અતિસૂક્ષ્મ આત્માને વિચારનારા **સૂક્ષ્મદર્શિઓએ તો तत्त्वमसि** આદિ મહાવાક્યમાં નિદિધ્યાસનના પ્રચારથી સંસ્કાર પામેલી, તથા બ્રહ્માત્માના ઐક્યરૂપ એક જ લક્ષ્યમાં **એકાગ્ર** થઇ ગયેલી, અને સૂક્ષ્મ આત્માના નિશ્ચયમાં તત્પર એવી **સૂક્ષ્મ બુદ્ધિવડે**, તે પુરુષ—આત્મા **દેખાયછે.**[1] હે **નચિકેતા**! જેમ કાષ્ઠનું મથન કરવાથી તેમાં રહેલો ગુપ્ત અગ્નિ પ્રકાશી નીકળેછે, તેમ શ્રીસદ્ગુરુએ ઉપદેશેલા ૐકારરૂપ પ્રણવમાં કે **तत्त्वमसि** આદિ મહાવાક્યોમાં નિદિધ્યાસનરૂપ મથન કરવાથી અતિ સૂક્ષ્મતાના વિચારમાં ઘસી ગયેલી સૂક્ષ્મબુદ્ધિમાં આત્મસાક્ષાત્કાર થાયછે. હે **નચિકેતા**! તને બતાવેલી કારણપરંપરામાં યોગવિધિથી સંયમ કરતાં પણ આત્મસા-

૧. એમાં ૧૨મી શ્રુતિનો અર્થ આવેછે.

જાણવાની છે. તે સમષ્ટિબુદ્ધિરૂપ **મહાન્ આત્માને શાંત આત્મામાં લય પમાડવો.** આ ચોથી અવસ્થા છે. સમષ્ટિબુદ્ધિ સર્વમાં સામાન્યપણે અનુસ્યૂત હોવાથી તે મહાન્ આત્મા કહેવાયછે. તે જ મહત્તત્વ અથવા માયાવી ઈશ્વર કહેવાયછે. સર્વ બ્રહ્માંડોનો તે કર્ત્તા, રક્ષા અને હંતા છે. એનું કર્તૃત્વ, રક્ષતૃત્વ અને હંતૃત્વ માયાને લઈને છે. ફોતરાંવાળી ડાંગરમાં બીજરૂપતા છે પણ ફોતરાં વગરના ઊત્તમ ચોખામાં બીજરૂપતા નથી તેમ માયાવી ઇશ્વરને જગતની કારણતા ઘટેછે શુદ્ધને નથી ઘટતી. માયાથી રહિત શુદ્ધ આત્મા છે. ને તે માયાવીનું અધિષ્ઠાન છે, એટલે શુદ્ધ આત્મામાં માયાવી ઈશ્વરનો—સમષ્ટિબુદ્ધિનો લય કરવો.

સમષ્ટિરૂપ મહા સમુદ્રજલમાં વ્યષ્ટિરૂપ ભાસતા ભિન્નભિન્ન બુદ્બુદો[1], હું સર્વરૂપ છું એવી અધિકારીની ભાવનાથી એક મોટો બુદ્બુદ થઇ ગયો છે. અથવા એ જ સમુદ્રમાં જૂદા જૂદા હીમશિખરો-સમાન વ્યષ્ટિઓ 'હું સર્વરૂપ છું' એ રૂપ પ્રવાહમાં તણાઈ એકત્ર થઈ તેના ઊપર સૂર્યનાં પ્રચંડ કિરણો પડવાથી તે ફૂટી જઇને અથવા ગળી જઇને જેમ જલરૂપતા પામી જાયછે, તેમ વ્યષ્ટિબુદ્ધિમાંથી વિશેષ અહંતા નીકળી જઈ સામાન્ય અહંતા થઇ જઇ તેમાં હું અદ્વિતીય બ્રહ્મરૂપ છું એવા આત્મજ્ઞાનરૂપ સૂર્યનાં પ્રચંડકિરણો જોડાવાથી તેમાં રહેલું હુંપણું નીકળી જઈ—માયા મૂકાઇ જઇ તરત શુદ્ધઆત્મા પ્રકટી નીકળે છે. આને જ સમષ્ટિનો શુદ્ધઆત્મામાં લય થયો કહેવાયછે. માયાના નાશની સાથે જ સમષ્ટિબુદ્ધિ, વ્યષ્ટિબુદ્ધિ, મન અને ઈંદ્રિયો એ સર્વનો નાશ થઇ જાયછે. જે પછી ઉદ્ભવતાં જ નથી. યોગ્ય અધિકારીની આ જ પરમપુરુષાર્થતા, આ જ પરમગતિ, તે જ વિષ્ણુનું પરમપદ, **यद्ज्ञात्वा न निवर्त्तन्ते तद्धाम परमं मम** 'જેને જાણીને અધિકારી પાછો આવતો નથી તે જ આ મારૂં—આત્માનું પરમધામ છે.'

**પુત્ર નચિકેતા !** આત્મસાક્ષાત્કારના સાધનરૂપ આ યોગવિધિ તારી પાસે પ્રગટ કર્યો. અધિકારી થવામાં તું અતિ આગળ વધ્યો છે, વિમુક્ત દશામાં આવી રહ્યો છે, મને પ્રિય છે, એટલું જ નહિ પણ

---

૧ પરપોટા.

સમૂહસ્વરૂપ નિશ્ચયાત્મક બુદ્ધિ છે, તે જ જ્ઞાનઆત્મા છે ને મનનું કારણ છે; માટે તે કારણરૂપ બુદ્ધિમાં મનનો લય સંભવેછે. મારે આ વસ્તુ જોઇએ અથવા મારે આ વસ્તુ ન જોઇએ, એવી સગર્વ ઇચ્છાયુક્ત મન હોયછે. તીક્ષ્ણલોઢાના તીક્ષ્ણઅંકુશવડે જેમ મદોન્મત્ત હાથીને વશ કરવામાં આવેછે તેમ મનરૂપી મદોન્મત્ત હાથીને વૈરાગ્યરૂપ નિશ્ચયાત્મકબુદ્ધિવડે વશ કરવું. એટલે કે મનનો બુદ્ધિમાં લય કરવો. શુભાશુભ પ્રવૃત્તિઓ જ કાંઇ દુઃખ ઉત્પન્ન કરેછે એમ નથી. શુભાશુભ ઇચ્છાઓથી પણ દુઃખ ઉત્પન્ન થાયછે. ઇચ્છાથી જ આ સર્વ સ્થૂલસૂક્ષ્મરૂપે ભાસતું જગત્ છે. શુભેચ્છાનું પરિણામ સુખ અને અશુભેચ્છાનું પરિણામ દુઃખ છે. સુખમાં પણ વિક્ષેપ થતાં દુઃખ થાયછે, માટે **सर्वमेव दुःखं विवेकिनः** 'વિવેકીને તો સર્વ દુઃખ જ છે.' એટલામાટે ઉત્તમ વૈરાગ્યબુદ્ધિથી મનનો નિરોધ કરતાં શીખવો.

યોગવિધિની ત્રીજી અવસ્થા, **જ્ઞાનઆત્માને મહાન્ આત્મામાં લય પમાડવો** એરૂપે છે. ઇચ્છામાત્રનાં બીજો બુદ્ધિમાં રહેલાં છે, માટે બુદ્ધિ જ્ઞાનઆત્મા કહેવાયછે, પ્રતિબુદ્ધિમાં અથવા વ્યષ્ટિબુદ્ધિમાં 'હું' એવું જે જ્ઞાન છે તે વિશેષજ્ઞાન છે. આ વિશેષજ્ઞાન, સમષ્ટિબુદ્ધિમાં–મહાન્આત્મામાં–મહત્તત્વમાં સામાન્યપણું પામેછે. પોતાની સ્વપ્નાવસ્થામાં વ્યષ્ટિબુદ્ધિ, જડચેતનરૂપ અન્યજગત્ કલ્પીને પોતાના બુદ્ધિપ્રભાવનો જેમ પોતે ભોગવટો કરેછે તેમ આ સમષ્ટિબુદ્ધિ પણ સમગ્ર વ્યષ્ટિબુદ્ધિનો ભોગવટો કરેછે. પોતાના સ્વપ્નજગત્નું જેમ વ્યષ્ટિબુદ્ધિ કારણ છે તેમ સર્વ વ્યષ્ટિબુદ્ધિનું સમષ્ટિબુદ્ધિ કારણ છે; માટે સમષ્ટિબુદ્ધિમહત્તત્વમાં, વ્યષ્ટિબુદ્ધિરૂપ જ્ઞાનઆત્માનો લય કરવો યોગ્ય છે. અર્થાત્ હું, મારું, તારું, ઇષ્ટ, અનિષ્ટ ઇત્યાદિ વૃત્તિઓથી મૂકાઇ જવું, **वसुधैव कुटुंबकम्**' આખી પૃથ્વી મારું કુટુંબ છે, અથવા તેથી પણ વધારે લાઘવપણું જોઇએ તો **सर्वभूतेषु चात्मानं** સર્વ ભૂતોમાં આ મારો આત્મા છે. સર્વમાં હું જ છું. આવી અતિ ઉચ્ચ ભાવનાના રંગમાં વ્યષ્ટિબુદ્ધિને ઝબોળી કાઢવી. તે જ રંગમય કરી દેવી. તેમ થયું એટલે વ્યષ્ટિનો સમષ્ટિમાં લય થયો એમ સમજવું.

પ્રિયપુત્ર **ન**ચિકેતા ! હવે તારે સમષ્ટિના લયરૂપ ચોથી અવસ્થા

જાણવાની છે: તે સમષ્ટિબુદ્ધિરૂપ **મહાન્ આત્માને શાંત આત્મામાં લય પમાડવો.** આ ચોથી અવસ્થા છે. સમષ્ટિબુદ્ધિ સર્વમાં સામાન્યપણે અનુસ્યૂત હોવાથી તે મહાન્ આત્મા કહેવાયછે. તે જ મહત્તત્વ અથવા માયાવી ઈશ્વર કહેવાયછે. સર્વ બ્રહ્માંડોનો તે કર્ત્તા, રક્ષા અને હંતા છે. એનું કર્તૃત્વ, રક્ષતૃત્વ અને હંતૃત્વ માયાને લઈને છે. ફોતરાંવાળી ડાંગરમાં બીજરૂપતા છે પણ ફોતરાં વગરના ઊત્તમ ચોખામાં બીજરૂપતા નથી તેમ માયાવી ઇશ્વરને જગતની કારણતા ઘટેછે શુદ્ધને નથી ઘટતી. માયાથી રહિત શુદ્ધ આત્મા છે. ને તે માયાવીનું અધિષ્ઠાન છે, એટલે શુદ્ધ આત્મામાં માયાવી ઈશ્વરનો—સમષ્ટિબુદ્ધિનો લય કરવો.

સમષ્ટિરૂપ મહા સમુદ્રજલમાં વ્યષ્ટિરૂપ ભાસતા ભિન્નભિન્ન બુદ્‌બુદો[1], હું સર્વરૂપ છું એવી અધિકારીની ભાવનાથી એક મોટો બુદ્‌બુદ થઇ ગયો છે. અથવા એ જ સમુદ્રમાં જૂદા જૂદા હીમશિખરોસમાન વ્યષ્ટિઓ 'હું સર્વરૂપ છું' એ રૂપ પ્રવાહમાં તણાઈ એકત્ર થઈ તેના ઊપર સૂર્યનાં પ્રચંડ કિરણો પડવાથી તે ફૂટી જઇને અથવા ગળી જઇને જેમ જલરૂપતા પામી જાયછે, તેમ વ્યષ્ટિબુદ્ધિમાંથી વિશેષ અહંતા નીકળી જઈ સામાન્ય અહંતા થઇ જઇ તેમાં હું અદ્વિતીય બ્રહ્મરૂપ છું એવા આત્મજ્ઞાનરૂપ સૂર્યનાં પ્રચંડકિરણો જોડાવાથી તેમાં રહેલું હુંપણું નીકળી જઈ—માયા મૂકાઇ જઇ તરત શુદ્ધઆત્મા પ્રકટી નીકળે છે. આને જ સમષ્ટિનો શુદ્ધઆત્મામાં લય થયો કહેવાયછે. માયાના નાશની સાથે જ સમષ્ટિબુદ્ધિ, વ્યષ્ટિબુદ્ધિ, મન અને ઈંદ્રિયો એ સર્વનો નાશ થઇ જાયછે. જે પછી ઉદ્‌ભવતાં જ નથી. યોગ્ય અધિકારીની આ જ પરમપુરુષાર્થતા, આ જ પરમગતિ, તે જ વિષ્ણુનું પરમપદ, **यद्ज्ञात्वा न निवर्त्तन्ते तद्धाम परमं मम** 'જેને જાણીને અધિકારી પાછો આવતો નથી તે જ આ મારૂં—આત્માનું પરમધામ છે.'

પુત્ર નચિકેતા! આત્મસાક્ષાત્કારના સાધનરૂપ આ યોગવિધિ તારી પાસે પ્રગટ કર્યો. અધિકારી થવામાં તું અતિ આગળ વધ્યો છે, વિમુક્ત દશામાં આવી રહ્યો છે, મને પ્રિય છે, એટલું જ નહિ પણ

---

૧ પરપોટા.

આખા વિશ્વને તું પ્રિય છે. તારા અધિકાર અને મારા પ્રેમને લઈને તું સમષ્ટિમાંની આ સર્વ વ્યક્તિઓને જોય છે કે તેઓમાંની ઘણી વ્યક્તિઓ કેવી વિચિત્ર દશામાં છે. અઘટનઘટનાપટીયસી[1]માયાનો એ સર્વ પ્રભાવ છે. તેની અઘટિત ઘટના કેટલી બધી છે તે તું જો. આ ઘટ, આ મઠ, આ પટ ઈત્યાદિ વિષયોનું જ્ઞાન અંતઃકરણને થાયછે માટે અંતઃકરણ તેનો આશ્રય છે. વિષય અને આશ્રય ભેદ પામેછે. પણ આ માયાનો તો આશ્રય પણ આત્મા અને વિષય પણ આત્મા છે એ કેવી દુર્ઘટતા છે! અદ્વિતીય આત્મા ભેદશૂન્ય છતાં પણ પ્રપંચરૂપ ઐશ્વર્યની અપેક્ષાએ માયાવીભાવ પામેછે, એ બીજી દુર્ઘટતા! સ્વસ્થિતિમાં પોતાની અપેક્ષા હોય તે [2]આત્માશ્રયદોષ ગણાયછે. પરંતુ નિર્લેપ આત્મામાં માયાની સ્થિતિ માયાને લઈને જ છે, આ ત્રીજી દુર્ઘટતા! [3]સત્ય, અસત્ય અથવા સત્યાસત્ય ઉભયરૂપે એવું; માયાનું સ્વરૂપ ન કહી શકાય તેવું અનિર્વચનીય છે, તથાપિ માયા ભાવરૂપે પ્રતીત થાયછે એ ચોથી દુર્ઘટતા! માયા જડ છતાં પણ સ્થૂલસૂક્ષ્મ જગત્‌ના કર્ત્તારૂપ છે, એ પાંચમી દુર્ઘટતા! સુષુપ્તિ અથવા લયમાં માયા ભાસતી નથી તથાપિ ભવિષ્યત્ નામરૂપના બીજરૂપે તે છે, એ છઠ્ઠી દુર્ઘટતા! અનાદિ આત્માનો નાશ થતો નથી પણ અનાદિ માયા આત્મજ્ઞાનથી નાશ પામે છે, એ સાતમી દુર્ઘટતા.! જ્ઞાનીઓની અપેક્ષાએ તે કાર્યસહિત નાશ પામતાં છતાં અજ્ઞાનીઓની અપેક્ષાએ તે સદા સ્થિત જ છે, એ આઠમી દુર્ઘટતા! માયા કોઇપણ પ્રમાણુતાનો

---

૧ ન ઘટીશકે એવી રચનાને પ્રકટ કરી દેખાડનારી માયા.

૨ આત્માશ્રયને માટે જુઓ શ્રીપંચદશીનું ગુજરાતી ભાષાંતર પૃષ્ઠ ૨૪મો.

३ सन्नाप्यसन्नाप्युभयात्मिका नो भिन्नाप्याभिन्नाप्युभयात्मिका नो। सन्नाप्यसन्नाप्युभयात्मिका नो महाद्भुतानिर्वचानियरूपा ॥

અર્થ—માયા સત્ નથી, અસત્ નથી, તેમ તે ઉભયરૂપ નથી; માયા બ્રહ્મથી ભિન્ન નથી, અભિન્ન નથી; વળી સાકાર નથી, નિરાકાર નથી તેમ તે ઉભયરૂપ પણ નથી, તે તો મહાઅદ્ભૂત અને અનિર્વચનીય છે. विवेक० વિશેષ વર્ણન માટે જુઓ શ્રીપંચદશીનું ગુજરાતી ભાષાંતર પૃ. ૪૮–૪૯, ૪૨૭–૪૩૦

વિષય નથી તથાપિ બંધમોક્ષનું [1]તે કારણ છે, એ નવમી દુર્ઘટતા ! આમ અનેક પ્રકારની તેની દુર્ઘટતા છે. માયાનું અતિ દુર્ઘટત્વ હોવાથી તે દૂષણરૂપ છે એમ સમજવું નહિ. કેમકે દુર્ઘટતામાં દુર્ઘટતા દૂષણ નથી પણ ભૂષણ છે. સુઘટતામાં દુર્ઘટતા દૂષણ થાયછે. જેમ ઉત્તમપ્રકારના ભોજનમાં વિષ દૂષણ છે પણ વિષમાં વિષ દૂષણ નથી તેમ. અનેક જ્ઞાનિઓ પરત્વે અવિદ્યા કાર્ય સહિત નાશ પામેછે. પ્રતિકલ્પના અંતમાં પણ તે નાશ પામેછે. પુનઃ તે અસંગ આત્મામાં પોતાના પ્રભાવથી જ સ્થિત થાય છે. અનેકવાર નિરાદર થતાં છતાં પણ તે ફરી ફરીને સ્થિત થાયછે એ તેની ધૃષ્ટતા આશ્ચર્યરૂપ છે. આમછે તથાપિ તે બ્રહ્મના એક દેશમાં છે; સર્વત્ર નથી. બ્રહ્મવેત્તાની દૃષ્ટિમાં તે નથી જ. જ્યાં છે ત્યાં ઈશ્વરત્વ, સમષ્ટિત્વ, વ્યષ્ટિત્વ, ઇંદ્રિયો આદિ છે. એથી જ જન્મમરણરૂપ દુઃખની પ્રાપ્તિ છે. સર્વ પ્રકાશક શુદ્ધ બ્રહ્મ જેમ નિર્લેપ છતાં તેના એક દેશમાં સર્વ પ્રપંચરૂપ માયા છે તેમ સમષ્ટિસત્ત્વ શુદ્ધ છતાં તેના કોઇ કોઇ દેશમાં વ્યષ્ટિઓ તમોમયી, રજોમયી કે સત્ત્વમયી હોયછે. પુત્ર નચિકેતા ! તારા જેવી જે સત્ત્વમયી વ્યષ્ટિમાં વૈરાગ્ય પરાકાષ્ઠાએ પહોંચ્યો છે, તે વ્યષ્ટિપ્રતિ માયાની નિવૃત્તિ કરવારૂપ યોગવિધિની ચોથી અવસ્થા છે. તેથી સમષ્ટિબુદ્ધિ લય પામી બ્રહ્મસાક્ષાત્કાર થાયછે. જે વ્યકિતઓમાં સત્ત્વવૃદ્ધિ નથી તેઓની વિવેકપ્રજ્ઞા રજસ્તમસ્થી ઢંકાઇ ગઇ છે. તેમને આત્મસ્વરૂપના ભૂલાવારૂપ મોહ થયો છે. નિદ્રાવશ થઇ ગયેલો મનુષ્ય જેમ પોતાનાં ચોરાઇ જતાં ધનસંપત્તિનું રક્ષણ કરી શકતો નથી, તેમ અવિદ્યારૂપ ઘોર નિદ્રામાં વીંટાઇ ગયેલા જીવાત્માની ઇંદ્રિયો સ્વાત્મરક્ષણ કરી શકતી નથી. બાહ્યવૃત્તિમાં તણાઇ જઈ આત્માનુભવ મેળવવાને યોગ્ય થતી નથી. પણ 'હું ફલાણાનો પુત્ર, ફલાણી જાતનો, કુમાર, યુવાન, વૃદ્ધ, ધની, નિર્ધન, સુખી, દુઃખી, સ્ત્રીવાન્, સ્ત્રીરહિત, સપુત્ર, કે અપુત્ર' ઇત્યાદિ અહંતાની વિપરીત

---

[1] न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः । न मुमुक्षुर्न वै मुक्तः इत्येषा परमार्थता.

અર્થઃ—આત્માની પરમાર્થદશા તો તેનું નામ કે જેમાં ઉત્પત્તિ અને નાશ, બદ્ધ અને સાધક, તથા મુમુક્ષુ અને મુક્ત એ કાંઇએ નથી. એ સર્વે માયાને લઇને જ છે.

ભાવનામાં કે 'આ મારાં ક્ષેત્ર, પશુ, સ્ત્રી, ધન ઇત્યાદિ છે' અથવા 'આ મારો મિત્ર, શત્રુ, કે બરોબરીઓ છે' ઈત્યાદિ મમતાની[1] વિપરીત ભાવનામાં નિમગ્ન થાયછે અને પછી અધમતાને પામેછે. સંસારચક્રમાં ફરી ફરીને આવેછે અને જાયછે. આવી વ્યક્તિઓનો ઉદ્ધાર બ્રહ્મનિષ્ઠ શ્રીસદ્‌ગુરુના શરણવગર થતો નથી. તારી વિશેષઅહંતા–વ્યષ્ટિ-અભિમાન-ગળી જઇ સમષ્ટિરૂપ થઇ ગયું છે માટે હે પ્રિય નચિકેતા! તને જ નહિ પણ સર્વ વ્યષ્ટિઓને શ્રીભગવતી શ્રુતિની પ્રેરણાથી હું કહું છું કે, હે અધિકારીઓ! તમે તમારી અવિદ્યારૂપ મોહનિદ્રામાંથી [2]જાગો. સર્વ અનર્થના બીજરૂપ ઘોર અજ્ઞાનનિદ્રાનો નાશ કરો. તમારાં ધર્મજ્ઞાનરૂપ ધનસંપત્તિને કામક્રોધાદિક ચોર લુંટી જાયછે માટે તમે ઉઠો. જો તેમને ચોરી કરતા અટકાવી શકતા હો તો અટકાવો અને નહિ તો લુંટાયેલો માણસ જેમ ન્યાયાધીશનો આશ્રય લેછે તેમ તમે પણ તમારી લુંટાયેલી ધર્મજ્ઞાનરૂપ ધનસંપત્તિને પાછી મેળવવાને જેમને આત્માનો અપરોક્ષ અનુભવ થયો છે તેવા ઉત્તમ આચાર્યને પામો-મળો. યોગ્યરીતે શ્રદ્ધાપૂર્વક મળો. તમારા અધિકારની યોગ્યતા જોઇ પરમકૃપાળુ આચાર્ય તમને યોગ્ય ઉપદેશ આપશે. અર્થાત્ બ્રહ્મનિષ્ઠ **શ્રીસદ્‌ગુરુને મળો** તેઓશ્રીએ આપેલા યોગ્ય ઉપદેશથી તમે તમારા આત્મસ્વરૂપને જાણો. હું અને મારૂં ઇત્યાદિથી થયેલી વિપરીતભાવનાને સમજતા થાઓ. ક્ષારભૂમિમાં સૂર્યકીરણથી ભાસતી મૃગતૃષ્ણામાંની જલબુદ્ધિ કાઢી નાંખો. રજ્જુસર્પમાંથી સર્પબુદ્ધિનો ત્યાગ કરી, તેમનાં યથાર્થસ્વરૂપ સમજતા થાઓ. મૃગતૃષ્ણા અને રજ્જુસર્પ જેમ મિથ્યા છે તેમ આ સર્વ નામ, રૂપ અને કર્મની ત્રિપુટીવાળું જગત્ મિથ્યા છે. એ સઘળું પુરુષમાં માત્ર કલ્પેલું જ છે. એવગરનું કેવલ શાંતરૂપ, નિર્લેપ, સદા એકરસ સતસ્વરૂપ આત્મતત્ત્વ છે તે 'હુંછું' એમ જાણો. હે અધિકારીઓ! મહા અઘોર વનમાં સિંહવ્યાઘ્રાદિ હિંસક પ્રાણિઓ રહેવાથી અને અતિ તીક્ષ્ણ કાંટાવાળી બહુ ઘાટી ઝાડીઓ હોવાથી તેનો માર્ગ જેમ દુર્ગમ છે, તેમ માયાની

---

૧. સર્વ એકરસરૂપ આત્મામાં હું, મારૂં, તારૂં ઇત્યાદિ માયાકાર વૃત્તિઓ-અન્યથા ભાવના તે વિપરીતભાવના કહેવાય.

૨. એમાં ચૌદમી શ્રુતિનો અર્થ આવેછે.

અતિ દુર્ઘટતાને લીધે આત્મજ્ઞાનનો માર્ગ પણ જેનો દુઃખે છેડો આવે એવી અસ્ત્રાની સજી કાઢેલી ધારના જેવો દુર્ગમ છે, એમ જ્ઞાની પુરુષો કહેછે. બ્રહ્મજ્ઞાનનો માગ દુર્ગમ છે એટલે કેવલ પગે ચાલી જવાય તેવો નથી. તેને માટે કોઇ યોગ્ય સાધન જોઇએ. આ સાધન તે શ્રીગુરુપરમાત્મા છે. તેઓશ્રીના અનુગ્રહથી જ ક્રમે ક્રમે અધિકાર વધતાં છેવટ જ્ઞાનપ્રાપ્તિ થાયછે. શ્રીગુરુ પણ બ્રહ્મનિષ્ઠ હોય તો શિષ્યનો ઉદ્ધાર કરી શકેછે. નહિ તો નહિ. કેમકે આત્મા દુર્લક્ષ્ય છે એટલે કે, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ આ પાંચે ગુણોથી તે રહિત છે. શબ્દ શ્રોત્રગ્રાહ્ય છે, સ્પર્શ ત્વગ્ગ્રાહ્ય છે, રૂપ ચક્ષુગ્રાહ્ય છે, રસ રસના ગ્રાહ્ય છે ને ગંધ ઘ્રાણગ્રાહ્ય છે. આ પાંચે ઇંદ્રિયોથી આત્મા ગ્રાહ્ય થઈ શકતો નથી. અર્થાત્ આત્મા [1] અશબ્દ છે, અસ્પર્શ છે, અરૂપ છે, અરસન છે, અને અગંધ છે. જે [2] સાવયવી પદાર્થ હોયછે તેનો શનૈઃ શનૈઃ નાશ થાયછે. આત્મા નિરવયવી છે એટલે તેનો નાશ થતો નથી, માટે તે અવ્યય છે અને નિત્ય છે. જે પદાર્થની ઉત્પત્તિ ઘટેછે તેનો અંત પણ હોયછે. આત્મા ઉત્પન્ન થતો નથી અને નાશ પામતો નથી માટે તે અનાદ્યનંત છે. [3] મહત્તત્ત્વથી પણ તે પર છે. શાંત, એકરસ ને નિશ્ચલ હોવાથી તે ધ્રુવ છે. આ પ્રમાણે અતિદુર્ગમ આત્મા છે તેને જાણીને અધિકારી પુરુષ મૃત્યુમુખથી મૂકાઇ જાયછે.[1] જે અધિકારી પુરૂષ, આ નિશ્ચલરૂપ આત્માને બ્રહ્મવેત્તા શ્રીગુરુમુખથી શ્રવણ કરે, શ્રુત્યનુકૂલ તર્કોથી તેનું મનન કરે અને હુંજ બ્રહ્મછું એવા વૃત્તિપ્રવાહરૂપ નિદિધ્યાસન કરે તે અધિકારી પુરુષ, અવિદ્યાનું કાર્ય જે આ સર્વ સંસાર છે તે રૂપ મૃત્યુથી મૂકાઇ જાયછે. સંસારભ્રમણથી છૂટી જઈ સદા બ્રહ્માવસ્થામાં જ વિરાજી રહેછે. આત્મસ્વરૂપને જાણીને જ સંસાર બંધનથી મૂકાઇ જાયછે એટલું જ નહિ પણ મેં [4] મૃત્યુએ કહેલું આ સનાતન નચિકેતાનું ઉપાખ્યાન કોઈ બુદ્ધિમાન્ પુરુષ પાઠ કરીને અથવા બ્રહ્મનિષ્ઠ આચાર્યથી સાંભળીને બ્રહ્મલોકમાં પૂજાય છે[4]. એટલે

---

૧. એમાં ૧૫ મી શ્રુતિનો અર્થ આવેછે.

૨. હાથ, પગ, નાક ઈત્યાદિ અવયવ કે ભાગવાળું ૩. પાછળ આ જ પુષ્પની ૧૧મી શ્રુતિ જુઓ. ૪. એમાં ૧૬ મી શ્રુતિનો અર્થ આવેછે.

કે બુદ્ધિમાન્ પુરુષ, નચિકેતાના સનાતન આખ્યાનનો માત્ર યથા-વિધિ પાઠ જ કરે અથવા તે શ્રીસદ્ગુરુપાસેથી બરાબર એકચિત્ત થઇ સાંભળે તો તે પણ બ્રહ્મલોકમાં સ્થિત થઇ બ્રહ્માના લયસાથે આત્મરૂપે સ્થિત થઇ જાયછે તો પછી આત્મસાક્ષાત્કાર થવાથી આત્મરૂપે સ્થિત થાય તેમાં શું આશ્ચર્ય છે. અથવા [1] જે પુરુષ પવિત્ર થઇને **આ પરમગુહ્ય** આખ્યાનને **બ્રહ્મસભામાં** યથાર્થ શ્રવણ કરે, તે અનંતફલને પામે, અને વળી કોઇ **શ્રાદ્ધને દિવસે** જો શ્રવણ કરે, તો તે શ્રાદ્ધ તે પુરુષને **અનંતફલ આપનારું થાયછે.**[1] હે નચિકેતા! આત્માનું પ્રતિપાદન કરનાર આ તારું આખ્યાન શ્રવણમાત્રથી જ બ્રહ્મલોકપ્રાપ્તિ આદિ અનંતફલ આપનારું થાયછે, તો આત્મસાક્ષાત્કાર જેને થયો છે એવો અધિકારી મૃત્યુમુખથી છૂટી જઇ બ્રહ્મરૂપે સ્થિત થાય તેમાં શું આશ્ચર્ય છે!

વાંચનાર! અહીં નચિકેતા કુસુમગુચ્છનું ત્રીજું પુષ્પ પૂર્ણ વિકાશી રહેછે, એમાં દેહી અને દેહનું વિવેચન કરી બતાવ્યું છે. દેહસંઘાત–ઇંદ્રિયો આદિથી દેહી–પુરુષ પર છે; એ પરને અનુભવવો એ જ દેહસંઘાતનો પરમ પુરુષાર્થ છે. એમ તેમાં બતાવ્યું છે. પાછળ ગયેલાં બે પુષ્પો અને આ ત્રીજું, એ ત્રણેનો એક ગુચ્છ તું તૈયાર કરી લેજે. તે તું તારા હાથમાં રાખ કે તેની સુવાસ હૃદય કે મસ્તકમાં લઇ જા. મહાત્મા નચિકેતાનો તે પ્રાણ છે. આ પ્રાણમાં તું જેમ જેમ વધારે શ્વાસોચ્છ્વાસ લઇ મૂકીશ તેમ તેમ તે તને વધારે વધારે પોતાને સ્વરૂપે બનાવશે. તેનાથી પોષાઇ તું બીજા ગુચ્છની સુવાસ લેવા સાવધ થા.

## પુષ્પ ત્રીજું સમાપ્ત.

## ગુચ્છ પહેલો સમાપ્ત.

---

૧. એમાં ૧૭મી શ્રુતિનો અર્થ આવેછે.

## ગુચ્છ બીજો.

—○—

### પુષ્પ ૧ લું.

વાંચનાર! આપણે હવે બીજા ગુચ્છપ્રતિ ગમન કરવાના છીએ. આત્મદર્શનમાં અનાદિ અવિદ્યારૂપ પ્રતિબંધ, શ્રીભગવાન્ યમરાજાએ મહાત્મા નચિકેતાને "एष सर्वेषु भूतेषु गूढात्मा न प्रकाशते"* એ વાક્યથી સમજાવ્યો છે. "दृश्यते त्वग्र्यया बुद्ध्या"* તે અતિ સૂક્ષ્મ બુદ્ધિથી જ અનુભવાયછે. સૂક્ષ્મબુદ્ધિ થવામાં બીજા આગંતુક પ્રતિબંધો પણ છે. તેમને જાણ્યાવગર તે કાઢી શકાતા નથી, માટે તે જાણવા જોઇએ. "यस्त्वविज्ञानवान्भवति" ઇત્યાદિથી આપણે જાણ્યું છે કે મનોનિગ્રહ ને વિવેકબુદ્ધિવગર આત્મદર્શનની યોગ્યતા મળતી નથી. મનની અદ્દઢતા અને બુદ્ધિની મલિનતા થવામાં ઇંદ્રિયો જ કારણ છે. જો તેઓ અપ્રતિબદ્ધ હોય તો સર્વ અનર્થનું કારણ થાયછે. એક પણ અપ્રતિબદ્ધ હોય તો તેથી પણ નાશ થાયછે. "कुरंगमातंगपतंगमीनाः भृंगा हताः पंचभिरेव पंच । एकः प्रमादी स कथं न हन्तो यः सेवते पंचभिरेव पंच" હરિણ શબ્દવિષયઉપર બહુ પ્રેમ રાખેછે. અર્થાત્ શ્રોત્રેંદ્રિયને વશ છે. પારાધિલોક હરિણને મારવામાટે રાનમાં જલતરંગનું અથવા બીજું મધુર વાજું વગાડતો પોતે છાનો રહેછે. વાજાંના સુરો હવામાં જઇ હરિણને કાને જતાં તેઓ તે સુરતરફ તણાઇ જાયછે. વાજાની નજીક જઇ તે અતિ પ્રમાદીપણે સાંભળેછે. અને અસ્વસ્થ થયેલા હરિણને પારાધિ મારી નાંખેછે. આ માત્ર શ્રોત્રેંદ્રિયને વશ થવાનું પરિણામ છે. હાથી, હાથણીના સ્પર્શસુખને બહુ ઇચ્છેછે. હાથીને પકડનારા માવતો જમીનમાં ઊંડો ખાડો કરી ઉપર હલકાં લાકડાં પાથરી જમીનજેવું કરેછે. અને તેઉપર કાગળની બનાવેલી હાથણી મૂકેછે. જંગલી હાથીનાં ટોળાંને તેઓ નસાડી આ કૃત્રિમ હાથ-

* ૩ જા પુષ્પની ૧૨ મી શ્રુતિ જુઓ.

હાથણી હાંકી લાવેછે. શત્રુઓના હાથમાં અતિ માર ખાતો હાથી પણ આ કૃત્રિમ હાથણી જોઈ સ્પર્શસુખની લાલસાથી તેપ્રતિ દોડેછે અને પરિણામે બંધન પામેછે. કેવળ સ્પર્શેંદ્રિયને વશ થવાનું આ પરિણામ છે. એ જ પ્રમાણે પતંગીઆઓ રૂપથી મોહ પામી દીવામાં પડી હણાયછે. આ ચક્ષુઇંદ્રિયને વશ થવાનું પરિણામ છે. માછલાં પકડવાને મચ્છીમારો ખરાલોઢાની એક ઝીણી આંકડી રાખેછે. આંકડીને એક છેડે દોરી બાંધેલી હોયછે અને તેના અણીદાર તીક્ષ્ણ વાંકડીઆ છેડાઉપર કણકની ગોળી લગાવેછે. દોરીનો બીજો છેડો હાથમાં રાખી માછીમાર આંકડીઆને પાણીના પ્રવાહમાં નાંખી દેછે. રસનવશ માછલું આંકડી ઉપરની ગોળી લેવા તે મોંમાં લેતાં તેનો તીક્ષ્ણ આંકડો તેના તાળવામાં ભરાઇ જાયછે. અને મરણ પામેછે. આ રસને વશ થવાનું પરિણામ છે. એ જ પ્રમાણે ભમરો ઘ્રાણવશ થઈ આખો દિવસ કમલમાં બેશી રહેછે. સાંજે કમલ બીડાતાં છતાં પણ ઊડતો નથી. માંહે રુંધાઈ જાયછે અને મરણ પામેછે. આપ્રમાણે હરિણ, હાથી, પતંગ, માછલું અને ભમરો માત્ર એક એક ઇંદ્રિયને વશ રહેવાથી પણ દુઃખી થાયછે કે મરણ પામેછે તો માનવજાત તો પાંચે ઇંદ્રિયોનો ભોગવટો કરનારી છે. હવે જો પોતે પ્રમાદી રહે, તેનાં પરિણામનો વિચાર ન કરે તો તે હણાઈ જાય તેમાં આશ્ચર્ય શું છે? ઇંદ્રિયોને તેના વિષયમાં અમર્યાદપણે જોડાવા દેવી તે જ બંધ. વિષયાનુરાગી પુરુષ જ બદ્ધ છે. **'बद्धो हि को यो विषयानुरागी'** ઇંદ્રિયોનું યથાર્થ સ્વરૂપ જાણી વિવેકીપુરુષે તેનો નિગ્રહ કરવો જોઇએ. પરમકૃપાલુ ભગવાન્ યમરાજા પણ પવિત્ર નચિકેતાની પરોપકારબુદ્ધિની તૃપ્તિને અર્થે તે જ કહી બતાવેછે.

પ્રિય નચિકેતા! જેનું પ્રતીક અને આલંબન ૐકારરૂપ પ્રણવ છે તે બ્રહ્મનું સ્વરૂપ મેં તને સંક્ષેપથી કહ્યું. વળી અવિદ્યાના સંઘાતરૂપ આ સર્વથી બ્રહ્મ પર છે તે અને તે સંબંધી યોગચર્યા પણ મેં તને કહી. અતિ સૂક્ષ્મબુદ્ધિથી આત્મસ્વરૂપનો અનુભવ થાયછે. તો હવે સૂક્ષ્મબુદ્ધિ થવામાં આગંતુક પ્રતિબંધો કયા છે તે હું તને કહુંછું; કેમકે યોગ્ય અધિકારી તે જાણે તો તેનાથી છેટો રહી તેને વશ થાય નહિ. આ આગંતુક પ્રતિબંધોમાં પ્રથમ ઇંદ્રિયો છે. આનંદસ્વરૂપ

આત્માનો અનુભવ શ્રોત્રાદિ ઇંદ્રિયો કરી શકતી નથી માટે [1]**સ્વયંભૂ પરમેશ્વરે બાહ્યવિષયમાં જનારી શ્રોત્રાદિ ઇંદ્રિયોને હણી છે.** હણી છે એટલે મારી નાંખી છે, એમ નહિ, કેમકે જો તેમ હોય તો તે મૃતકની પેઠે પોતપોતાના વિષયમાં પ્રવર્ત્તેલી રહે નહિ. સ્વયંભૂ પરમેશ્વરે તેને તેમાં જ જોડાયેલી રાખી છે. અનાત્મવિષયોમાં સાંધી છે. સ્વાત્મસ્વરૂપથી દૂર રાખી છે. જો આત્મસ્વરૂપતરફ તે જોડાય તો હણાઈ પણ મટે. કોઇ મહારાજાને પોતાના સમીપવાસી મંત્રીના ઉપર અભાવ થતાં તેને જેમ દૂર દેશમાં મોકલવામાં આવેછે; મહારાજાના દર્શનથી છેટે કાઢવામાં આવેછે, તેમ શ્રોત્રાદિક ઇંદ્રિયોને પણ સ્વયંભૂએ આત્મદર્શનથી દૂર કાઢી છે, અને **તેટલામાટે તે બાહ્યવિષયોને જુએ છે પણ આંતરાત્માને જોતી નથી.** સ્વવિષયમાં જોડાતી ઇંદ્રિયોની સાથે સકામ મન જેને અધોમન કહીએ તે પણ જોડાયછે. જે જીવાત્માનું અધોમન પ્રબલ હોયછે તે જીવાત્મા ઉત્તરોત્તર અધમદશાને પ્રાપ્ત થાયછે. શ્રીગુરુપરમાત્માના અનુગ્રહથી જો ઇંદ્રિયોને સ્વવિષયમાં જતી કોઇ પણ ઉપચારે રોકવામાં આવે, તો સકામ અથવા અધોમન પકડાઈ જાયછે; એટલે બીજું નિષ્કામમન ઇંદ્રિયોની આંતર્ પ્રવૃત્તિ કરાવે છે. ઇંદ્રિયોનો નિગ્રહ કાંઈ ઘણા કરી શકતા નથી. કોઈક જ કરેછે. **જે અમરપણું ઇચ્છેછે અને જેની ઇંદ્રિયો અંતર્મુખ થઈ છે તેવો કોઇક જ વિવેકી પુરુષ પ્રત્યગાત્માને જુએછે.**[1] વિસ્તીર્ણ વિષયરૂપી અરણ્યમાં દોડતા ઈંદ્રિયોરૂપી અશ્વને જેણે શમદમાદિ સાધનસંપન્ન થઇને નિષ્કામ મનરૂપ લગામવડે પાછા ખેંચી આંતર્વર્ત્તનમાં તાણ્યા છે, જે અમરણધર્મરૂપ સ્વરૂપને ઇચ્છેછે અને જે આત્માનાત્માનો વિવેક કરેછે એવો કોઇક જ **"मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये। यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः"** ધીરપુરુષ સર્વવ્યાપી, સર્વના લયાસ્પદ, સર્વના ભોક્તા અને સર્વ જગતના અધિષ્ઠાનરૂપ પ્રત્યગાત્માને જુએછે—અનુભવે છે. જ્યાંસુધી ઇંદ્રિયો બહિર્મુખપણે વર્ત્તે ત્યાંસુધી આત્માનુભવ થતો નથી; માટે મહાન્ પ્રયત્નવડે ઇંદ્રિઓનું સ્વભાવસિદ્ધ બહિર્મુખપણું અટકાવવું એ જીજ્ઞાસુઓનો મુખ્ય પુરુષાર્થ છે.

---

૧. એમાં પહેલી શ્રુતિનો અર્થ આવેછે.

હે નચિકેતા! આત્મદર્શનમાં પ્રતિકૂલ હોવાથી બાહ્ય વિષયો અનાત્મરૂપે છે—અવિદ્યા રૂપ છે. તેમ જ અવિદ્યાજનિત દૃષ્ટાદૃષ્ટભોગ-રૂપ બાહ્યવિષયોમાં તૃષ્ણા છે તે પણ આત્મદર્શનમાં પ્રતિબંધક છે. આ તૃષ્ણા અને [1]**બાહ્યવિષયોને જે અલ્પબુદ્ધિજીવો પામેછે તેઓ વિસ્તીર્ણ મૃત્યુપાશને પામેછે.** બ્રહ્માથી સ્તંબપર્યંતનું યાવત્ જગત્ માત્ર મૃત્યુને વશ છે. અવિદ્યાજનિત કામનાઓ અને સર્વ કર્મોનો સંઘાત મૃત્યુરૂપ છે. એ સર્વત્ર વ્યાપ્ત છે. પાથરેલી જાળમાં જેમ માછલાં ફસાઇ જાયછે, તેમ આ અવિદ્યાજનિત મૃત્યુપાશમાં વિષયાસક્ત અજ્ઞાની ફસાઇ જાયછે. અર્થાત્ દેહેંદ્રિયાદિના સંયોગ અને વિયોગરૂપ જન્મમરણઆદિ અનેક અનર્થમાં તે પકડાઇ જાયછે. અજ્ઞાનીઓની આ દશા જોઇને **વિવેકીપુરુષો,** સર્વ કર્મ અને ઉપાસનાના ફલને અનિત્ય જુએછે. કર્મઉપાસનાથી મળતાં સ્વર્ગ અને બ્રહ્મલોક આદિ સર્વ અનિત્ય છે, પ્રત્યગાત્મસ્વરૂપની પ્રાપ્તિરૂપ મોક્ષ એ જ નિત્ય છે. તે કર્મથી નથી વૃદ્ધિ પામતો કે નથી ઘટતો. આ મોક્ષરૂપ **અમરપણાને જાણીને** એટલે કે દેવ, ગંધર્વ, વિદ્યાધર, મનુષ્ય, તિર્યક્, ઇત્યાદિ સર્વમાં આત્મા કૂટસ્થરૂપે અવિચલ છે એમ જાણીને આ અનર્થપ્રાય સંસારમાં જે કાંઇ અનિત્ય **અધ્રુવ છે,** તેમાં કર્મોપાસના આદિ કરી, **ધ્રુવ—અમરપણાની** તે વિવેકીપુરુષો **ઇચ્છા કરતા નથી.**[1] સ્વર્ગ અથવા બ્રહ્મલોકની વિવેકીપુરુષો ઇચ્છા કરતા નથી. પુત્રેષણા, વિત્તેષણા અને લોકૈષણા એ સર્વ આત્મ-દર્શનમાં પ્રતિકૂલ છે માટે તેમનો તેઓ ત્યાગ કરેછે.

હે **નચિકેતા!** જે વિજ્ઞાન પામ્યાથી બ્રહ્મવિદો કોઈ પણ સુખની પ્રાર્થના કરતા નથી તે આત્મવિજ્ઞાન છે. આત્મા વિજ્ઞાનસ્વરૂપ છે. [2]**જેઆણે કરીને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ,** એ પાંચ જ્ઞાનેંદ્રિયોના વિષયોને **અને** આનંદનો અનુભવ કરાવનાર **મૈથુનને** સર્વ લોક જાણે છે, તે જ આત્મા છે. **નચિકેતા** શંકા કરે છે કે, **ભગવાન્ શ્રીગુરુપાદ!** સર્વ લોક આ વિષયો અને સુખો જાણે છે. એ વાત ખરી, પણ

૧. એમાં બીજી શ્રુતિનો અર્થ આવેછે.

૨. એમાં ૩ જી શ્રુતિનો અર્થ આવે છે.

તેઓ કાંઇ એમ જાણતા નથી કે દેહાદિથી વિલક્ષણ એવો હું આ સુખોને જાણુંછું. તેઓ તો એમ જ સમજે છે કે હું દેહાદિ સંઘાતરૂપ હોઇને એ સઘળાને જાણું છું. ભગવાન્ યમરાજા કહેછેઃ—પ્રતિપ્રસંગે સર્વ માનવ એમ નથી માનતા એ તેમનું અજ્ઞાન છે. પ્રસંગવશાત્ માણસ કહે છે કે, આ મારૂં શરીર છે, શરીર પડી જાય તોપણ શું? હું તો મારૂં ધાર્યું પાર ઉતારીશ; આવા આવેશમાં શરીર સંઘાતમાંથી હું કોઇ અન્ય છું એમ પ્રત્યેક માણસને અનુભવ થાયછે. વિવેકથી જોતાં શબ્દાદિ વિષયો જેમ આત્માથી ભિન્ન છે, તેમ દેહ પણ ભિન્ન છે. વિષયો પંચભૂતની તન્માત્રા અર્થાત્ સૂક્ષ્મ ભૂતરૂપ છે, તેમ દેહ પણ મહાભૂતના કાર્યરૂપ હોઇ ભૂતરૂપ છે. એ સર્વ જડ છે. જો દેહસંઘાત શબ્દાદિને જાણનાર હોય, તો શબ્દાદિ વિષયો પોતે પોતાને અથવા અન્યને જાણનાર હોવા જોઈએ; કેમકે તેઓ એક સ્વરૂપે છે. પણ દેહ, દેહને જાણતો નથી, શબ્દ શબ્દને કે રૂપાદિ અન્ય વિષયને જાણતો નથી; તેમ સ્પર્શ, રૂપ, રસ, ગંધ પણ પોતે પોતાને કે અન્યને જાણતા નથી. શબ્દાદિ વિષયોને અને સુખને સર્વ લોક એ આત્માવડે જ જાણે છે. જે દેહાદિથી વિલક્ષણ છે, તેનાથી જ સર્વ પ્રકાશે છે, અને એ જ સર્વનો જ્ઞાતા છે. આત્માથી નહિ જાણેલું એવું **આ લોકમાં શું બાકી છે?** કાંઈ નહિ. હે નચિકેતા! દેવોએ જેમાં શંકા કરાઈ છે,* ધર્મ અધર્મથી જે અન્ય છે' ¶તે વિષ્ણુના પરમ પદરૂપ, જેનાથી બીજું કાંઇ પર નથી **તે જ તે**[3] સર્વજ્ઞ આત્મા છે. વળી [1]**જેનાથી જાગ્રત્ સ્વપ્નના બંને જ્ઞેયને** સર્વ લોક જાણેછે, તે જ આત્મા છે. આ સ્વયંપ્રકાશરૂપ પૂર્વે કહેલો **મહાન્ સર્વવ્યાપક આત્માને જાણીને વિવેકી પુરુષ** કોઇપણ જાતની **ચિંતા કરતો નથી;** અર્થાત્ હું કર્તા છું, હું ભોક્તા છું, ઇત્યાદિરૂપ શોકથી તે તરી જાય છે.

---

* પૃષ્ટ ૫૩ મામાં ૧૪ મી શ્રુતિ જુઓ. ¶ પૃષ્ટ ૭૪ માં ૯ મી શ્રુતિ જુઓ.

૧ એમાં ૪ થી [illegible]તિનો અર્થ આવેછે.

હે **નચિકેતા!** [1]જે કોઇ વિવેકી પુરુષ **આ કર્મફલ ભોગવનાર** પ્રાણાદિ કલાપને ધારણ કરનાર **જીવાત્માને** જાણે છે. અર્થાત ત્વંપદલક્ષ્ય જીવાત્મા, તે જ તત્પદલક્ષ્ય સર્વ કાલના સત્તાધીશ ઈશ્વર અને ભૂતભવિષ્ય સર્વ કાળના નિયામકને **અભેદરૂપે** છે એમ જાણે છે, એક ઘનરૂપ બ્રહ્મનો જે સાક્ષાત્કાર કરેછે, તે વિવેકી પુરુષ પોતાના **તે જ્ઞાનથી** પોતાને રક્ષણ કરવા ઇચ્છતો નથી. રક્ષણ કરવા ઇચ્છતો નથી એટલે એમ નહિં કે શરીરનો ઘાત કરી નાંખે છે. માણસ પોતાના પ્રતિવ્યવહારમાં અને સ્થિતિમાં જો પોતાથી કાંઇ અન્ય છે એમ સમજે છે, તો જ તેનાથી પોતાનું રક્ષણ ઈચ્છે છે. જે વસ્તુમાં અનિત્યબુદ્ધિ છે તે વસ્તુમાં રક્ષણબુદ્ધિ થાય છે. આત્માથી અન્ય કાંઈ છે નહિ અને તે નિત્ય છે એમ સમજાય એટલે પછી તેને રક્ષણ કરવાનો અવકાશ નથી રહેતો. હે નચિકેતા! જે જાણવાની તારી ઈચ્છા છે **તે જ તે**[1] આત્મા છે.

પુત્ર **નચિકેતા!** આત્મા અતિ દુર્વિજ્ઞેય છે. તે વાણીનો વિષય નથી. અધ્યાત્મક, અધિદૈવ અને અધિભૂત ઈત્યાદિ સર્વ ભેદથી રહિત છે; તેમ જ જાતિ. ગુણ અને ક્રિયાએ રહિત હોવાથી તે સાક્ષાત્ કહી શકાય તેમ નથી. વ્યક્તિરૂપે ભાસતું સર્વ, વાસ્તવિક વ્યક્ત નથી, પણ તે આત્મરૂપે છે. અભેદ છે. ઉપાસનામાં જોડાએલા વિવેકી પુરુષો પણ ઉપાસ્ય વસ્તુમાં આત્મસ્વરૂપનો અનુભવ લઇ શકે છે. સર્વ વ્યક્તિઓ તેમ સર્વ દેવો પણ આત્મા જ છે. સર્વ દેવોમાં પ્રથમ હિરણ્યગર્ભ છે. [2]જે મુમુક્ષુ પુરુષ, **તપથી**—જ્ઞાનાદિ લક્ષણસ્વરૂપ બ્રહ્મથી **પ્રથમ ઉત્પન્ન થએલને** અને **જલથી**—આકાશાદિ પંચ

---

૧ એમાં ૫ મી શ્રુતિનો અર્થ આવેછે. ૨ આ ૬ ઠ્ઠી શ્રુતિમાં સમષ્ટિના કૂટસ્થ સ્વરૂપનું વર્ણન કર્યું છે. આકાશાદિ પંચ મહાભૂતો માયાનું કાર્ય છે, તેની પણ પૂર્વે આ હિરણ્યગર્ભનો પ્રાદુર્ભાવ બતાવ્યો છે. અર્થાત્ તે માયાના કાર્યરૂપ નથી એમ સમન્વય છે. સમષ્ટિઅજ્ઞાનમાં બ્રહ્મ પ્રતિબિંબિરૂપ આ હિરણ્યગર્ભ છે. આ પ્રતિબિંબ યુક્ત માયાથી આકાશાદિ સર્વ માયાનું કાર્ય વિવર્ત્યું છે. શ્રુતિના ઉત્તરાર્ધમાં વ્યષ્ટિ અજ્ઞાનના પ્રતિબિંબને બતાવ્યું છે. આ સમષ્ટિવ્યષ્ટિનાં પ્રતિબિંબમાં અભેદ જોનારા મુમુક્ષુઓ બ્રહ્મને જ જુએછે એવો આ શ્રુતિનો ભાવ છે.

મહાભૂતોથી પણ પૂર્વે ઉત્પન્ન થએલને તથા સર્વ ભૂતોએ સહિત બુદ્ધિમાં પેશીને સ્થિત થએલાને જુએછે, તે મુમુક્ષુ તે જ આ બ્રહ્મને જુએછે. હે નચિકેતા! જેમ સુવર્ણથી ઉત્પન્ન થતાં કુંડલો વગેરે સુવર્ણ જ છે, તેમ આ હિરણ્યગર્ભ સર્વ જગત્ માત્રનો પ્રાણ છે; એનાથી સર્વ જગત્ ઉત્પન્ન થાયછે માટે તે સર્વ હિરણ્ય-ગર્ભ રૂપ જ છે. આને કોઈ ઉપાસકો અદિતિ દેવતા પણ કહેછે. [1]સર્વ દેવતામયી હિરણ્યગર્ભ રૂપ પ્રાણસ્વરૂપે જે અદિતિ દેવતા પરબ્રહ્મથી ઉત્પન્ન થાયછે, વળી બુદ્ધિરૂપ ગુહામાં પેશીને રહેલી અદિતિ, કે જે સર્વ ભૂતોએ સહિત ઉત્પન્ન થઈ છે; તેને જે મુમુક્ષુ જાણેછે તે મુમુક્ષુ તે જ તે[1] બ્રહ્મને જાણેછે. હિરણ્યગર્ભ સર્વ દેવો માત્રની ઉત્પાદક શક્તિ છે. સર્વ શબ્દાદિ તન્માત્ર રૂપ ભૂતોને તે ખાઇ જાયછે, અર્થાત્ સર્વભૂતો ક્ષય કાલે તેમાં સમાઇ જાયછે; માટે તે અદિતિ કહેવાયછે. સમષ્ટિ સ્વરૂપે તે સર્વ દેવતામયી છે, અને વ્યષ્ટિ સ્વરૂપે તે અવિદ્યામાં પ્રતિબિંબિત છે. આમ વ્યષ્ટિસમષ્ટિમાં અદિતિનો અભેદ જોનારા ઉપાસકો બ્રહ્મને જ જુએછે.

હે નચિકેતા! હિરણ્યગર્ભ કે અદિતિમાં કેવળ બ્રહ્મનો અભેદ વિચારનારા ઉપાસકો જ માત્ર બ્રહ્માનુભવ કરી શકે છે એમ નથી. વિવેકી કર્મકો પણ પોતાની વિવેક બુદ્ધિવડે બ્રહ્મનો અનુભવ લઈ શકેછે. [2]બે અરણીઓમાં સ્થિત જાતવેદ અગ્નિ છે. યજ્ઞમાં સાધારણ અગ્નિવડે કુંડ પ્રજવલિત કરવાની મૂલ પ્રથા નથી. અર-ણીનાં બે કાષ્ટો લઇ તેનું યોગ્ય રીત્યા સંઘર્ષણ કરી તેથી ઉત્પન્ન થતો અગ્નિ લેવાની પરંપરા છે. આ અગ્નિ વિરાટ્ કહેવાય છે. આ અ-ગ્નિની ઉત્પત્તિ જ અરણીઓની અભેદતા બતાવે છે. અગ્નિ પ્રકાશાત્મક છે. અભેદતામાં પ્રકાશસ્વરૂપ—જ્ઞાનસ્વરૂપ આત્મા અનુભવાય એવો આમાં સંકેત છે. અદિતિ—હિરણ્યગર્ભ સર્વ દેવોનો ભોક્તા બ્રહ્મ-સ્વરૂપ છે, તેમ આ અગ્નિ સર્વ હવિનો ભોક્તા છે. વિરાટરૂપ-બ્રહ્મરૂપ છે. તે ગર્ભિણી સ્ત્રીઓએ પોતાના પતિ સાથે પ્રથમ અભેદ પ્રેમથી સંપાદિત ગર્ભ જેમ હિત અન્નપાનાદિથી સંરક્ષ્યો છે, તેમ આ અગ્નિ, યજ્ઞ કરનાર અપ્રમત્ત હવિષ્યવાળા પુરુષોએ, ઘી, દૂધ,

૧ એમાં ૭મી શ્રુતિનો અર્થ આવેછે. ૨ એમાં ૮મી શ્રુતિનો અર્થ આવેછે.

દહીં ઇત્યાદિવડે **દિવસે દિવસે સ્તુત્ય** અને વંધ છે. અનિદ્રિત યોગીઓએ પણ આ વિરાટરૂપ અગ્નિને અંતઃકરણમાં ધારણ કરવા યોગ્ય છે. જેમ અદિતિ નામે હિરણ્યગર્ભ દેવ બ્રહ્મરૂપ છે, તેમ આ અગ્નિવિરાટ પણ સર્વ ભૂતોમાં સ્થિત હોવાથી અદિતિરૂપે, બ્રહ્મરૂપે ધ્યાન કરવા યોગ્ય છે. જે વિવેકી કર્મઠો અગ્નિને બ્રહ્મથી અભેદપણે ઉપાસે છે તે, **એ જ તે** બ્રહ્મને ચિંતવે છે, એમ હે **નચિકેતા!** તું સમજ.

[1]**જ્યાંથી**—જે પ્રાણરૂપ હિરણ્યગર્ભથી કે અદિતિથી આ **સૂર્ય** અને ચંદ્ર **ઉદય પામે છે અને જ્યાં અસ્ત પામે છે તે** હિરણ્યગર્ભરૂપ દેવને અગ્ન્યાદિ અધિદૈવ દેવો અને આધ્યાત્મિક વાગાદિ દેવો, **એ સર્વે દેવો અર્પણ થએલા** છે. અર્થાત્ સમષ્ટિસત્તામાંના અગ્નિ આદિ દેવો અને વ્યષ્ટિસત્તામાંના ચક્ષુ વાગાદિદેવો—ઇંદ્રિયો, એ સર્વ હિરણ્યગર્ભમાંથી જ ઉદ્ભવે છે. એઓનું ઉત્પત્ત્યાસ્પદ હિરણ્યગર્ભ છે. આથી અગ્ન્યાદિ અને વાગાદિમાંનો કોઇ પણ દેવ **તેને ઉલ્લંઘીને જતો નથી**, તેઓ હિરણ્યગર્ભરૂપતાથી અન્ય રૂપતા પામતા નથી આવું જ્ઞાન **એ જ તે**[1] બ્રહ્મરૂપતા છે.

પુત્ર **નચિકેતા**! તારા, મારા અને અન્ય જીવોના શરીરમાં સર્વ બુદ્ધિવૃત્તિઓના સાક્ષીરૂપ સ્થિત ચૈતન્ય[2] **જે અહીં છે તે જ ચૈતન્ય ત્યાં છે**—ઈશ્વર. હિરણ્યગર્ભ અને વિરાટના શરીરમાં છે. બ્રહ્માથી સ્થાવર પર્યંતમાં ભાસતું સંસારી ચૈતન્ય બ્રહ્મથી કાંઇ વિલક્ષણ છે એમ નહિ સમજવું. ઉપાધિવશાત્ તે અવિવેકીઓને કાર્યકારણરૂપ સંસાર ધર્મવાળું લાગે છે. એક જ આકાશ ઘટમઠાદિક ઉપાધિભેદથી ભેદતા પામે છે, તેમ આત્મચૈતન્ય પણ ઉપાધિને લઇને ભેદવાળું ભાસે છે. જે **અમુત્ર** વિજ્ઞાનસ્વરૂપ **છે તે જ અહીં** સંસારમાં છે. કૈવલ્યસ્વરૂપે વરાજતું બ્રહ્મ એક ઘનરૂપ છે, પરંતુ ઉપાધિભેદથી અહિંઆં તે નામરૂપ કાર્યકારણ સ્વરૂપે ભાસતું લાગે છે. આમ જીવેશ્વરગત ચૈતન્યનું એકપણું છે છતાં ઉપાધિ સ્વભાવવાળી અને ભેદદૃષ્ટિરૂપ લક્ષણવાળી

૧ એમાં ૯ મી શ્રુતિનો અર્થ આવે છે.

૨ એમાં ૧૦ મી શ્રુતિનો અર્થ આવે છે.

અવિદ્યાથી મોહ પામેલો જે પુરુષ, **અહિઆં** અદ્વૈત બ્રહ્મમાં હું જ છું અને મારાથી પરબ્રહ્મ જૂદું છે એમ **ભિન્નની પેઠે જુએ છે તે** પુરુષ **મરણથી મરણ પામે** છે. ફ્રી ફ્રીને જન્મે છે અને મરે છે. એટલાસારૂ બ્રહ્મમાં એમ ભેદ નહિ જોતાં વિજ્ઞાનસ્વરૂપ, એક રસ, આકાશની પેઠે પૂર્ણ એવું બ્રહ્મ તે 'હું જ છું' એમ વિવેકીએ જોવું. આ વિવેકપ્રજ્ઞા જ્યાંસુધી સ્ફુરી નથી ત્યાંસુધી પૂજ્યપાદ શ્રીઆચાર્યના અને ભગવતી શ્રુતિનાં વાકયોથી સંસ્કાર પામેલા [1] **મનવડેજ આ એક રસ બ્રહ્મને જાણવું**. અર્થાત્ અહીં એકરસ બ્રહ્મમાં કાંઇપણ **નાનાત્વ નથી** એમ સમજવું. સંસ્કારી ચિત્તમાં એકરસ બ્રહ્મત્વની વૃત્તિઓનું પુનઃ પુનઃ આવર્તન થવાથી ભેદસ્વરૂપવાળી અવિદ્યા નાશ પામી જાયછે. **આમાં** જે પુરુષ **નાનાત્વ જુએછે તે મૃત્યુથી મૃત્યુને પામે** છે.[1]—ફ્રી ફ્રીને જન્મે છે ને મરેછે.

હે **નચિકેતા** ! આવો અદ્વિતીય આત્મા જીવરૂપપણાવડે મનુષ્યના [2]**શરીરનો મધ્યે સ્થિત** છે—હૃદયાકાશમાં છે. હૃદય અંગૂઠાના પર્વ જેવડું છે. એવડું હૃદય આ બ્રહ્મરૂપથી પૂર્ણ છે, માટે તે જીવાત્મા સાક્ષીરૂપ **અંગુષ્ટ માત્ર પુરુષ** છે એમ કહેવાય છે. આ અંગુષ્ટ માત્ર પુરુષ, **ભૂત ભવિષ્યત્** સર્વ પદાર્થોના ઉપર **સત્તા ચલાવનારો** છે એમ જે વિવેકી જાણે છે, તે પોતાના તે જ્ઞાનથી **રક્ષણ કરવાને ઇચ્છતો નથી. આ** જ્ઞાન જ તે[2] બ્રહ્મ છે. [3]**આ અંગુષ્ટમાત્ર પુરુષ જાણે ધૂમાડા વગરની** જ્યોતી હોય એમ છે. **તે સર્વ કાલનો સત્તાધીશ, આજે છે અને કાલે પણ હશે જ.** આ આત્મદેવ ધુમાડા અને કાજળી વગરના પ્રકાશમાન્ અગ્નિ જેવો આજે છે તેવો ને તેવો સર્વદા એક રસ અનંતકાલ સુધી પણ કોઇ જાતની વિકૃતિ વગરનો છે. વળી તે હૃદયાકાશમાં સ્થિત છે. **તે જ તે**[3] બ્રહ્મ છે. અસ્તિ, ભાતિ ને પ્રિયરૂપપણાવડે તે સદા વિરાજે છે. હે ન-

૧ એમાં ૧૧ મી શ્રુતિનો અર્થ આવે છે.

૨ એમાં ૧૨ મી શ્રુતિનો અર્થ આવેછે. ૩ એમાં ૧૩ મી શ્રુતિનો અર્થ આવે છે.

ચિકેતા ! [1]જેમ ઉંચા પર્વતોમાં વરસેલું જળ, ગાળીઓ અને નીચાણવાળા પર્વતના પ્રદેશમાં છૂટું છૂટું થઇને દોડેછે.—છિન્ન ભિન્ન થઇ નષ્ટ થાયછે, તેમ આત્માને ભેદરૂપે જૂદો જૂદો જોનાર પુરુષ, તે વિખરાઇ જતા ભિન્ન ભિન્ન શરીરને પામે છે.[1] અવિદ્યા દૃષ્ટિથી આત્મામાં ભેદ જોનારો પુરુષ આગળ આગળ ભેદ જ પામતો જાયછે, એટલે કે આત્માથી પૃથક્ એવાં શરીરો જ પામતો જાયછે; પરંતુ અવિદ્યાદિ ઉપાધિથી પ્રતીત થતું ભેદદર્શન જેનું ટળી ગયું છે અને જે વિશુદ્ધ, વિજ્ઞાનઘન, એકરસ અને અદ્વય આત્માને જાણનાર તથા મનન કરવાના સ્વભાવવાળો છે, તે વિદ્વાન્ તો શુદ્ધ આત્મભાવને પામેછે. [2]જેમ શુદ્ધ જમીનમાં નાંખેલું શુદ્ધ જલ તેવું ને તેવું શુદ્ધ જ રહે છે. પણ તે જ શુદ્ધ જલ ગેરુ, હરતાળ આદિવાળા પ્રદેશમાં વરસે છે, તો, તે તે રંગવાળું થાયછે. વળી જળ સ્વભાવે શીત છતાં અગ્નિસંબંધ પામી જેમ ઉષ્ણ થાય છે, તેમ આત્મા શુદ્ધ સુખરૂપ છતાં દેહાદિ ઉપાધિના સંબંધથી દુઃખરૂપ ભાસે છે. હે ગાતમ—નચિકેતા ! આપ્રમાણે વિશુદ્ધ વિજ્ઞાનઘન અને એકરસ આત્માને જાણતા મુનીઓનો આત્મા, તેના ચિત્તમાંનું ઉપાધિકૃત ભેદદર્શન નાશ પામવાથી તેવો જ થાય છે.[2] બ્રહ્મરૂપ થાય છે.

**પુષ્પ ૧ લું સમાપ્ત.**

---

## પુષ્પ ૨ જું.

વાંચનાર ! દ્વિતીયગુચ્છમાંનું પ્રથમ પુષ્પ પૂરૂં થયું છે. તેમાં જણાવેલા આગંતુક પ્રતિબંધોને તું જીતે તો તને સ્વરૂપ બોધ થાય. ઇંદ્રિયોને સ્વેચ્છાથી વિષય પ્રતિ નહિ તણાવા દેતાં તેની આંતર્ પ્રવૃત્તિ કરાવવી, એ આગંતુક પ્રતિબંધોને અટકાવવાનું પહેલું પગથીઉં છે. આની પછી ચિત્તશુદ્ધિ થવાસાર દેવબુદ્ધિએ કર્મ કરવાં, એ બીજું

---

૧. એમાં ૧૪ મી શ્રુતિનો અર્થ આવેછે. ૨. એમાં ૧૫ મી શ્રુતિનો અર્થ આવેછે.

પગથીઉં; અને પછી પૂજ્યપૂજક ભેદ કાઢી નાંખી હિરણ્યગર્ભની ઉપાસનામાં એકરસતાનો અનુભવ કરતાં શીખવું એ, ત્રીજું પગથીઉં છે. ઇંદ્રિયો જેમ જીવાત્માને સ્વસ્વવિષયમાં બાંધી રાખે છે, તેમ દેવો પણ પોતપોતાના યાજકોને સ્વસત્તામાં બાંધી રાખે છે; આથી કરીને દેવયજનમાં પણ દાસબુદ્ધિથી મળી જવું એ પણ એક પ્રતિબંધ ગણાય છે, એ પ્રતિબંધોમાં મુખ્ય દેહ છે. દેહ ત્રણ પ્રકારના છે. તેમાં કારણ-દેહ સાક્ષાત્પ્રતિબંધરૂપ નથી. સૂક્ષ્મ અને સ્થૂલદેહરૂપ પ્રતિબંધથી દુઃખરૂપ ફળ નીકળી આવે છે, માટે પ્રતિબંધ દુઃખ કહેવાયછે. એટલે સ્થૂલ અને સૂક્ષ્મ એ બે દેહો દુઃખરૂપ છે. યદ્યપિ સ્થૂલ શરીરથી સર્વ ભોગ ભોગવાય છે અને સર્વ કર્મ કરાય છે એ વાત ખરી છે, તથાપિ સૂક્ષ્મ શરીર છે તો જ સ્થૂલથી તેમ થઇ શકે છે; તે માટે સૂક્ષ્મ શરીરને પ્રતિબંધ—દુઃખરૂપ ગણવામાં આવે છે. સૂક્ષ્મ શરીર સૂત્રરૂપે છે, અને તેનાથી થએલ પટરૂપ સ્થૂલ શરીર છે. સ્થૂલસૂક્ષ્મ જેમ બંધનું કારણ છે તેમ તે મોક્ષ અનુભવવામાં પણ સાધનરૂપ છે. કેવા વર્તનથી આ શરીરો મોક્ષ મેળવવામાં સાધનભૂત થાય છે તે જણાવવામાટે ભગવાન્ યમરાજા આ શરીરનું વધારે વર્ણન પ્રિયશિષ્ય **નચિકેતા** પ્રતિ મનુષ્યોના કલ્યાણ માટે કરી બતાવે છે.

હે **નચિકેતા**! ભિન્ન ભિન્ન વર્ણો અને ઉદ્યોગોવડે જેમ લૈકિક નગર પૂર્ણ છે, તેમ સ્થૂલ શરીર પણ અસ્થિ, માંસ,રક્ત, ઇત્યાદિ ભિન્ન ભિન્ન સામગ્રીવડે અને બોલવું, સાંભળવું, ચાલવું, ઈત્યાદિ ભિન્ન ભિન્ન ક્રિયાવડે પૂર્ણ છે માટે તે પુરી કહેવાય છે. આ સ્થૂલ શરીરરૂપ [1]**પુર અગિયાર દરવાજાવાળું** છે. લૈકિક નગરને જેમ દરવાજા હોય છે તેમ આ સ્થૂલ શરીરરૂપ પુરને પણ મોં, બે નાસિકા, બે કાન, બે આંખો, એમ સાત ઉપરના અને નાભિ, ગુદ, શિશ્ન, એ ત્રણ નીચેના મળી દશ ખુલ્લા દરવાજા છે, અને એક બ્રહ્મરંધ્ર-રૂપ બંધ કરેલો ઉપરનો મળી અગિઆર દરવાજા છે. આ શરીર-રૂપ પુરના દરવાજા ખાલી છે એમ નથી. ચક્ષુવગેરેના વિષયોરૂપ દેવો[2] તેના દ્વારપાળ છે, કેમકે તે દ્વારા સર્વ વૃત્તિજ્ઞાન આત્માને વિદિત

૧ એમાં ૧ લી શ્રુતિનો અર્થ આવે છે.

૨ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ જ્ઞાનેંદ્રિયોના વિષયો છે.

થાય છે. [1]સમાનાદિ પંચ પ્રાણો આ પુરના નાયક છે, કેમકે સર્વ ક્રિયા તેમનાથી થાય છે. ત્વચા, માંસ, શોણિત, મજ્જા, મેદ, અસ્થિ, સ્નાયુઓ, વગેરે આ નગરના વંડા છે. આવી સર્વ સામગ્રીવાળું નગર એક રાજધાની છે. તે **શુદ્ધ વિજ્ઞાન રૂપ અજન્મ આત્માનું** છે. લૌકિક પુરમાં જેમ રાજા હોય છે તેમ આ શરીરરૂપ પુરમાં પણ રાજા છે. એ રાજા તે આત્મા છે. તે શરીરધર્મથી વિલક્ષણ છે. જન્માદિ છ પ્રકારની વિક્રિયાઓ[2] વગરનો તે અજન્મ છે. સૂર્યના પ્રકાશની પેઠે તે નિત્ય પ્રકાશક, કોઈથી ભેદાયા વગરનો પોતાને સ્વરૂપે છે. સ્વયંપ્રકાશ છે. શરીરરૂપ પુરમાં તે હૃદયાકાશમાં સ્થિત થએલો છે. આવા નિર્વિકારી આત્માનું **ધ્યાન કરીને** વિવેકી **પુરુષ શોક કરતો નથી, અને તે વિમુક્ત સતો મૂકાઈ જાયછે.** આત્માનું વિમુક્તત્વ સ્વતઃસિદ્ધ છે. તે સદા મુક્ત- જ છે, તથાપિ હે પ્રિય **નચિકેતા!** તારા જેવો વિવેકી પુરુષ આ સ્વયંજ્યોતિ આત્માનો સાક્ષાત્કાર કરી કલ્પિત અજ્ઞાનરૂપ બંધનો પરિત્યાગ કરી વિમુક્ત થાય છે. જેમ સુખી પુરુષને સુખની ને ધની પુરુષને ધનની પ્રાપ્તિ ઘટે છે, તેમ વિમુક્તને પણ વિમુક્તતા[3] ઘટે છે. આ વિમુક્તતા **તે જ તે** આત્મા. પૂર્વે ધર્મ અને અધર્મથી વિલક્ષણ એવો આત્મા જાણવા તેં ઇચ્છયું હતું તે જ તે આત્મા છે.

---

૧ પ્રાણ, અપાન, વ્યાન, સમાન ને ઉદાન એ પાંચ પ્રાણ છે. ૨ પાછળ પૃષ્ઠ ૫૯ માંની ૧૮ મી શ્રુતિ જુઓ. ૩ માયાના અઘનઘટનત્વથી જ આત્મામાં કલ્પિત બંધ છે. વાસ્તવિકરૂપે નથી. આત્મામાં વેષ્ટન અથવા સંસર્ગ રૂપે બંધ ઘટતો નથી, કેમકે રજ્જુરૂપ પદાર્થથી વેષ્ટન થાયછે. વળી જે પદાર્થને વેષ્ટન થાય છે તે પદાર્થ મૂર્ત્તરૂપે હોય તો જ વેષ્ટન થાયછે. આત્મા મૂર્ત્તરૂપે નથી એટલે તેમાં વેષ્ટન રૂપ બંધ ઘટતો નથી. સંસર્ગ બંધ સંયોગસંબંધથી અને સમવાયસંબંધથી થાય છે. મૂર્ત્ત પદાર્થોનો સંસર્ગ પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થાયછે. આત્મા અમૂર્ત્ત છે એટલે પ્રત્યક્ષ પ્રમાણથી તેનો સંસર્ગરૂપબંધ સિદ્ધ થતો નથી. અપ્રત્યક્ષ વસ્તુની સિદ્ધિ અનુમાન પ્રમાણથી થાયછે, તેમ અમૂર્ત્ત આત્માના સંસર્ગ બંધની સિદ્ધિ પણ અનુમાન પ્રમાણથી સિદ્ધ છે એમ કોઇ કહે તો તેમ પણ થઈ શકે નહિ; કેમકે અપ્રત્યક્ષ વંધ્યાપુત્રની અને નરશૃંગની અનુમાન પ્રમાણથી સિદ્ધિ થઈ શકતી નથી, માટે આત્મામાં સંસર્ગબંધની અનુમાન પ્રમાણથી પણ સિદ્ધિ ઘટતી નથી. શાબ્દપ્રમાણથી પણ આત્મામાં સંસર્ગબંધ ઘટતો નથી, કેમકે શાબ્દ

પુત્ર નચિકેતા ! આ શરીર રૂપ પુરમાં આત્મા છે એમ કહેવાથી તે એક જ શરીરમાં રહેનારો ને પરિચ્છેદપણું પામેલો છે એમ સમજવાનું નથી. આત્મા સર્વત્ર છે. તે [1]મનુષ્ય, દેવ, પૃથ્વી, વાયુ, સૂર્ય, આકાશ અને યજ્ઞના ચેતન રૂપ છે; કળશમાં કે ગૃહમાં બેસનાર અતિથિ બ્રાહ્મણ કે સોમરસરૂપે છે; તે અગ્નિરૂપ છે, ચાલતો છે, સર્વને વસાવનાર છે; જલ, પૃથ્વી, યજ્ઞ, અને પર્વતોમાં થનાર છે; સત્ય અને સર્વથી મોટો એવો[1] આત્મા છે, તે સર્વવ્યાપી અને સર્વથી મહાન્ છે. અથવા

---

પ્રમાણ લૌકિક અને વૈદિક એમ બે પ્રકારનું છે. લૌકિક શાબ્દપ્રમાણ પ્રત્યક્ષ અનુમાનાદિક પ્રમાણોવડે સિદ્ધ થાય તો જ તે પ્રમાણ મનાય છે, પરંતુ પ્રત્યક્ષ અને અનુમાન પ્રમાણથી તો આત્મામાં સંસર્ગબંધ થઈ શક્યો જ નથી, તો પછી વંધ્યાપુત્ર અને નરશૃંગની પેઠે લૌકિક શાબ્દપ્રમાણથી સંસર્ગબંધ કેવી રીતે સિદ્ધ કરી શકાય? ન જ કરી શકાય. વૈદિક શાબ્દપ્રમાણ તો આત્મામાં સંસર્ગબંધ સિદ્ધ કરતો જ નથી, કેમકે કોઇ શ્રુતિ આત્મામાં બંધ છે એમ કહેતી જ નથી. આ પ્રત્યક્ષ. અનુમાન અને શાબ્દપ્રમાણોમાંના કોઈ એકાદની સહાયતાથી જ ઉપમાન, અર્થાપત્તિ આદિક પ્રમાણો પ્રમાણરૂપતા પામેછે તો તેમનાથી પણ આત્મામાં સંસર્ગબંધ ઘટતો નથી. આત્મારૂપ અધિષ્ઠાનમાં બંધરૂપ સર્વ જગત્ કલ્પિત અને અનિર્વચનીય જ છે. અનિર્વચનીય દેહાદિને તે ઘટે છે. આત્મા કેવળ આનંદરૂપ છે. પૂર્વે અજ્ઞાનાવસ્થામાં પણ તે મુક્ત જ છે. આત્મસાક્ષાત્કાર થતાં માયારૂપ કલ્પિત બંધ હતો તે નિવૃત્ત થયો, એટલે આત્મા મુક્ત થતો મૂકાઈ જાય છે એમ કહેવાય છે. ૧. એમાં ૨ જી શ્રુતિનો અર્થ આવે છે. એમાં આત્માનાં ભિન્નભિન્ન ૧૭ વિશેષણો છે તે પ્રત્યેકનો અર્થ નીચે પ્રમાણે છેઃ—હંસઃ આત્મસાક્ષાત્કારવડે કાર્ય સહિત અવિદ્યાને હનન કરેછે માટે તે હંસ છે. અથવા સર્વ જીવોના—જગત્‌ના બાહ્ય પ્રાણરૂપ સૂર્ય છે. સૂર્ય આત્મા જગતસ્તસ્થુષશ્ચ 'સૂર્ય સચરાચર જગત્‌નો આત્મા છે' એમ અન્ય શ્રુતિમાં પણ કહ્યું છે. વળી પ્રકાશરૂપે તે સર્વત્ર ગતિ કરે છે માટે તે 'હંસ' છે. વાક્યાર્થમાં આ શબ્દનો અર્થ **ચાલતો** છે એમ જણાવ્યો છે. શુચિષત્ શુદ્ધ હૃદયમાં, આકાશમાં અથવા દિવ્યસ્વરૂપ સૂર્યમાં જે ચેતન રૂપે વસેછે—રહે છે તે, વાક્યાર્થમાં આને **સૂર્યના ચેતન રૂપ** છે એમ જણાવ્યો છે. વસુ **સર્વને વસાવનાર** અંતરિક્ષસત્ અંતરિક્ષમાં રહેનાર વાયુરૂપ આત્મા. અંતર્ હૃદયાકાશમાં તથા બાહ્ય મહાકાશમાં વાયુરૂપે આત્મા સર્વત્ર સ્થિત છે. વાક્યાર્થમાં તેને **વાયુના ચેતન રૂપે** છે એમ જણાવ્યો છે. હોતા યજ્ઞમાં

હે નચિકેતા! આવા મહાન્ અને સર્વવ્યાપી આત્માના અધિગમમાં[1] પણ લિંગ[2] છે. હૃદયના ઉપર ભાગમાંથી જે [3]પ્રાણ વાયુને ઉપર લઇ જાય છે અને અપાન વાયુને નીચે લઈ જાય છે તે ચૈતન્ય-રૂપ આત્મા પ્રતિવ્યક્તિના હૃદયાકાશમાં સ્થિતિ કરી રહેલો છે. તે સર્વ સુમુક્ષુઓનો ઉપાસ્ય છે. સમગ્ર પ્રજાઓ કરરૂપ બલિ આપી જેમ રાજાને ઉપાસે છે, તેમ શરીરમાં રહેલી સર્વ ચક્ષુરાદિ ઇંદ્રિયો આ આત્માને રૂપાદિ વિષયોનું ગ્રહણ કરી ઉપાસે છે.[3] હે નચિકેતા! સર્વ ઇંદ્રિયો અને પ્રાણાદિ કલાપ એ સૌ આ આત્માને માટે પ્રવર્ત્તે છે. હવે તું સમજી શકીશ કે પુર્વે તેં મૃત શરીરમાં આત્મા છે કે નથી[4] એવો પ્રશ્ન કર્યો છે તે સંભવતો જ નથી. [5]શરી-

---

સર્વ હવિને હોમનાર अग्निर्वै होता એ શ્રુતિવડે હોતા અગ્નિરૂપ છે. वदिषत् પૃથ્વીના પરસ્વભાવરૂપ આ વેદી છે. इयं वेदिः परोन्तः पृथिव्याः એ શ્રુત્યય પ્રમાણે વેદી તે પૃથ્વી અને તેમાં ચેતનરૂપે રહેનાર. પૃથ્વીના ચેતન રૂપ છે. अतिथि અતિથિ—પરોણો. સોમરસ અથવા બ્રાહ્મણ. दुरोणसत् યજ્ઞમાં સોમરસ ભરવાનું એક મોટું પાત્ર—અમુક માપનું—દ્રોણ તે દુરોણ. અથવા દુરોણ તે ગૃહ તેમાં વસનાર અતિથિ. વાક્યાર્થમાં આને કળશ-માં કે ગૃહમાં બેસનાર અતિથિ સોમરસ કે બ્રાહ્મણ રૂપે છે એમ જણાવ્યું છે. नृषत् નરના ચેતનરૂપ. वरसत् દેવ (ઇંદ્રિયો) ના ચેતન રૂપ સર્વનો સાક્ષી એવો, ऋतसत् સત્યમાં કે યજ્ઞમાં રહેનાર. વાક્યાર્થમાં આને યજ્ઞના ચેતન રૂપ છે એમ જણાવ્યું છે. व्योमसत् આકાશના ચેતનરૂપ. अब्जा જલમાં થનાર. गोजा પૃથ્વીમાં થનાર. સર્વ વનસ્પતિ આદિરૂપ. ऋतजा યજ્ઞમાં થનાર. યજ્ઞના ફળરૂપ. अद्रिजा પર્વતમાં થનાર. નદી ઇત્યાદિ રૂપે થનાર. સર્વ ભૂતોમાં અને તેના કાર્યમાં અસ્તિ, ભાતિ, અને પ્રિયરૂપે બિરાજી રહેલો આત્મા સર્વવ્યાપી છે. સર્વ કર્મમાં તેના ફલરૂપે આત્મા જ પ્રકાશે છે. એ જ ऋत સત્ય રૂપ છે. એ જ बृहत् સર્વથી મહાન્ છે. सर्वं खल्विदं ब्रह्म 'આ સર્વ જગત્ બ્રહ્મ જ છે'. બ્રહ્મથી વ્યતિરિક્ત કાંઇ છે જ નહિં.

૧ પ્રાપ્તિ કરવામાં. ૨ ચિન્હ. ૩ એમાં ૩ જી શ્રુતિનો અર્થ આવે છે.

૪ પાછળ ૨૭મા પૃષ્ઠમાં ૨૦મી શ્રુતિ જુઓ.

૫ એમાં ૪ થી શ્રુતિનો અર્થ આવે છે.

**રમાં સ્થિતિ કરી રહેલા પણ છૂટાપડીજતા આ દેહી આત્માનું** એટલે કે દેહથી **આલ્યા જતા** આ આત્માનું **અહિંઆં** શરીરમાં **શું બાકી રહે છે?** શરીર જડ છે તેમાં સાક્ષીરૂપે આત્મા સ્થિત છે, એટલે તે ચેતનરૂપે ભાસે છે. મરણ નિમિત્ત કર્મવડે જ્યારે આ શરીરને તે છોડી દે છે, ત્યારે શરીરમાં બીજું શું રહે છે? કાંઈ નહિ. આ શરીરના ચેતનધર્મની સ્થિતિનું જે કારણ છે, તે જ કારણથી સર્વે પ્રાણાદિ કલાપ અને ઇંદ્રિયો વર્ત્તે છે. જ્યારે એ નથી હોતું ત્યારે પછી બીજું કાંઈ નથી હોતું.[1] જેના અન્વયથી[2] સર્વ છે અને જેના વ્યતિરેકથી[3] બીજું કાંઇ નથી, **તેજ તે** આત્મા છે.

હે **નચિકેતા!** વ્યવહારબુદ્ધિથી લોકો બોલે છે કે ફલાણા માણસમાં હજી પ્રાણ છે. વળી ફલાણા માણસના પ્રાણ ગયા ને તે મરી ગયો. અર્થાત્ પ્રાણથી જ જીવન છે એમ લૌકિકબુદ્ધિથી કહેવાય છે, પણ તેમ નથી. સર્વે પ્રાણાદિની પ્રવૃત્તિ આત્માને લઇને છે. અથવા બીજી રીતે કહીએ તો ચૈતન્યરૂપે જણાતા જીવાત્માની એ સર્વ સામગ્રી છે. સામગ્રીથી પુરુષ કે નાયક જીવે છે એમ કહેવું, એ તો વિકલ્પ માત્ર છે; કેમકે સામગ્રીથી પુરુષ જીવતો હોય અથવા સામગ્રી જીવન હોય, તો, તે ઉત્પન્ન થવાની પૂર્વે પુરુષ જીવતો હતો એનું સમાધાન થઇશકે નહિ, માટે લોકોમાં પ્રાણથી જીવન છે અથવા પ્રાણ એ જ જીવન છે એમ કહેવાય છે તે વિકલ્પ માત્ર છે. [4] **કોઈ પણ માનવ પ્રાણથી નથી જીવતો કે અપાનથી નથી જીવતો. કોઈ બીજાવડે જ જીવે છે.** જે જીવનરૂપ આત્મા**માં આ** પ્રાણ અને અપાન આદિ સવ પ્રાણકલાપ **આશ્રય કરી રહેલાછે,**[4] જે સર્વનો સાક્ષી ભૂત અને સર્વના અધિષ્ઠાન રૂપ છે, એ જ સર્વ ધર્મા-**ધર્મથી રહિત** આત્મા છે.

---

૧ આ સ્થળે માત્ર અધિકારનું અવલંબન કરીને 'એ નથી હોતું ત્યારે પછી બીજું કાંઈ નથી હોતુ' એમ બોલાય છે. વાસ્તવિક રીતે તો મૃત શરીર પણ આત્મારૂપ અધિષ્ઠાનમાં જ છે. ૨ કારણ હોવાથી કાર્ય હોય તે અન્વય કહેવાય છે. ૩ કારણ ન હોવાથી કાર્ય ન હોય તે વ્યતિરેક કહેવાય છે.

૪ એમાં ૫મી શ્રુતિનો અર્થ છે.

હે **નચિકેતા!** વ્યવહારે પ્રમાણભૂત માનેલી ક્રિયાઓ જ્યાંસુધી સ્થૂલશરીરથી ચાલે છે ત્યાંસુધી સ્થૂલ શરીર જીવે છે એમ કહેવાય છે. તે બંધ પડતાં તે મરી ગયું ગણાય છે. આ સ્થૂલમરણ સાથે આત્માનું મરણ થતું નથી. માત્ર સ્થૂલસંબંધથી તેનું વિસ્રંશન[1] થાય છે. આપણે પ્રતિદિવસે નિદ્રાવશ થઈને પાછા જાગ્રતિમાં આવીએ છીએ. જૂનાં વસ્ત્રો ત્યજી જેમ નવાં વસ્ત્રો ધારણ કરીએ છીએ, તેમ જીવાત્મા પણ એક સ્થૂલ છોડી બીજા સ્થૂલમાં જોડાય છે. અને જાગ્રત થઈ તે નવા સ્થૂલને અનુસરી પોતાની પ્રારબ્ધગતિ ભોગવે છે. અને નવા ક્રિયમાણમાં પ્રવર્ત્તે છે. [2]**હવે આ સનાતન ગોપ્ય બ્રહ્મ હું તને કહું છું. અને હે ગૌતમ! જે પ્રકારે મરણ પામીને આત્મા ફરીને જીવરૂપ થાય છે**[2] **તે પણ કહું છું.**

સંસ્રૃતિ થવામાં બે હેતુ છે. એક તો પાપપુણ્યરૂપ કર્મો અને બીજો પૂર્વજન્મના જ્ઞાનકર્મજન્ય સંસ્કારરૂપ વાસના. શરીર સંબંધવાળા [3]**બીજા દેહીઓ** પોતપોતાનાં કર્મ અને સંસ્કારવશાત્ મનુષ્યાદિમાં જંગમ **શરીરત્વ પામવાને માટે** અન્ય **યોની પામે છે.** અનેક શરીરથી ઉત્તરોત્તર પુણ્યકર્મનો સંચય થતાં થતાં તેના યોગથી જીવાત્મા ઉત્તરોત્તર ઉચ્ચતા પામે છે, અને પાપકર્મનો સંચય થતાં ઉત્તરોત્તર અધમતા પામે છે. અત્યંત પુણ્યયોગ બ્રહ્માદિના શરીરની પ્રાપ્તિનો હેતુ થાય છે. પુણ્ય કર્મનો યોગ ન્યૂન થતાં છેલ્લે કીડારૂપ જંગમ શરીરની પ્રાપ્તિ દેહીને થાય છે. આથી પણ પુન્યયોગ ન્યૂન થતાં અને પાપ યોગ વધતાં તેવા **અન્ય** દેહીઓ **વૃક્ષાદિ સ્થાવરભાવને પામે છે.** બ્રહ્માથી કીટ અને સ્થાવર પર્યંતની જીવાત્માની સ્થિતિ થાય છે તે **યથાકર્મ** છે. જન્મોજન્મમાં જેવાં જેવાં કર્મો કરાય તેવી તેવી ભવિષ્યત્ જન્મની યોગ્યતા બંધાય છે. સંસ્રૃતિ જેમ યથાકર્મ છે તેમ **યથાશ્રુત** પણ છે, એટલે કે જેવી જેવી ઉપાસના તેવી તેવી જીવાત્માની સ્થિતિ થાય છે. સાત્વિક દેવની ઉપાસના કરવાથી ઉપાસક સાત્વિક થતો થતો છેલ્લે હિરણ્યગર્ભતા પા-

---

૧ છૂટાં પડવું.

૨. એમાં ૬ઠી શ્રુતિનો અર્થ છે. ૩. એમાં ૭મી શ્રુતિનો અર્થ છે.

મે છે. અને તમોમયી ઉપાસના કરતાં કરતાં ઉપાસક મનુષ્ય મટી પ્રાણી, કીડા અને વૃક્ષાદિ સ્થાવરપણું પામે છે.

હે નચિકેતા! [1]જે આ પુરુષ, ઊંઘી ગએલા સર્વ પ્રાણાદિ કલાપમાં, અવિદ્યાવડે સ્ત્રીઆદિ સંબંધી અતિકામનાઓને ઉત્પન્ન કરતો જાગે છે, તે જ શુદ્ધ આત્મા છે. તે જ ગુહ્ય સનાતન બ્રહ્મ છે, કે જે તને કહેવાને મેં ઇચ્છયું છે. સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ સર્વનો લય થઇ જતાં પણ આ બ્રહ્મ સદા સ્વસ્વરૂપે સ્થિત જ છે, માટે સર્વ વેદાંતશાસ્ત્રમાં તેને જ અમૃત કહેલુ છે. ભૂરાદિ ઉપરના અને અતલાદિ નીચેના સર્વ લોક તેમાં આશ્રય પામેલા છે. સંસાર સમુદ્રનો પાર પામવાને ઇચ્છતો કોઇ પણ મુમુક્ષુ તે સર્વવ્યાપી મહાન્ બ્રહ્મરૂપ આત્માને ઉલ્લંઘન કરતો નથી. છેલ્લામાં છેલ્લું પરમપદ સર્વના અધિષ્ઠાનરૂપ કે મોક્ષરૂપ તે જ તે[1] બ્રહ્મ છે.

બ્રહ્મરૂપ અધિષ્ઠાનમાં ઉપર બતાવ્યા પ્રમાણે સર્વ જગત્ ભાસે છે, તથાપિ બ્રહ્મ અવિકારી અને એક જ છે. હે નચિકેતા! પ્રતિ-પ્રાણીઓનું જન્મવું અને મરવું એક સમયે નથી થતું: ભિન્ન ભિન્ન સમયે થાય છે. વળી સત્ત્વ, રજ અને તમોગુણની તારતમ્યતાને* લઇને પ્રત્યેક પ્રાણી પ્રકૃતિથી ભિન્ન ગુણવાળો જણાય છે. જો આત્મા એક જ હોય તો આમ બની શકે નહિ, એટલે પુરુષનું નાનાત્વ સિદ્ધ થાય છે એમ તાર્કિકો કહેછે; પરંતુ આ સર્વ ઉપાધિભેદથી છે; વાસ્તવ રૂપે નથી. [2]જેમ દાહક અને પ્રકાશક ગુણવાળો અગ્નિ એક હોઇને કોઈ પણ જાતના આકાર વગરનો છે, છતાં લાંબાં, જાડાં, પાતળાં, ટુંકાં, ગોળ કે બીજા આકારનાં ઇંધણાંમાં પેઠેલો તે અગ્નિ તે તે ઇંધણાં પ્રતિ તેવા રૂપવાળો થાય છે, તેમ સર્વ ભૂતોની અંતર રહેલો આત્મા એક છે; છતાં પણ તે તે રૂપોપ્રતિ ભિન્ન ભિન્ન શરીરરૂપ ઉપાધિથી તે તે રૂપવાળો થાય છે; અને તે જ બહાર[2] પોતાના નિર્વિકારી રૂપે સ્થિત છે. ઘટમઠાદિની

---

૧. એમાં ૮મી શ્રુતિનો અર્થ છે. * ન્યૂનાધિકતા.

૨ એમાં ૯ મી શ્રુતિનો અર્થ છે.

ઉપાધિથી જેમ આકાશ, ઘટાકશ અને મઠાકાશરૂપે ભાસેછે પણ પોતાના સ્વરૂપથી આવિકૃત છે, તેમ આત્મા પણ ભિન્ન ભિન્ન શરીરરૂપ ઉપાધિથી જૂદો ભાસે છે, પણ વાસ્તવિક તે જેવો છે તેવો જ છે.

પુત્ર નચિકેતા ! સ્થૂલ શરીરના સંબંધથી જણાતો આત્મભેદ ઉપરના દૃષ્ટાંતથી જણાવ્યો. સૂક્ષ્મ શરીરમાં પેઠેલો આત્મા પણ સ્વસ્વરૂપે સ્થિત છતાં ભિન્ન ભિન્ન ભાસે છે તેને માટે વાયુનું દૃષ્ટાંત છે. [1]**જેમ સમષ્ટિ વાયુ એક છતાં કંઠાદિ અનેક સ્થાનમાં પેઠેલો હોઇને તે તે રૂપપ્રત્યે તે તે રૂપોવાળો થાય છે.** * અર્થાત્ ભિન્ન ભિન્ન કર્મ કરીને જાણે ભિન્ન ભિન્ન હોય એમ દેખાય છે, **તેમ સર્વ ભૂતોની અંતર રહેલો આત્મા એક છે,** છતાં પણ તે તે સૂક્ષ્મ **રૂપોપ્રત્યે તેવો તેવો જણાય છે અને બહાર**[1] પોતાને રૂપે સ્થિત છે.

હે **નચિકેતા !** સ્થૂલ અને સૂક્ષ્મ શરીરમાં પેઠેલો આત્મા નાનારૂપે ભાસતો છતાં સ્વસ્વરૂપે જ સ્થિત છેઃ ભિન્ન શરીરોથી લેપાતો નથી. એવી જ રીતે ભિન્ન શરીરોનાં સુખદુઃખોથી પણ તે લેપાતો નથી, **ભગવાન્ સૂર્ય નારાયણ** સર્વ જીવોની ચક્ષુ ઇંદ્રિયના દેવતા છે. તે સર્વના ચક્ષુઓમાં સ્થિતિ કરી રહેલા છે. અર્થાત્ સર્વલોકનાં ચક્ષુરૂપ છે. [2]**સર્વ લોકનાં ચક્ષુરૂપ સૂર્ય જેમ ચક્ષુ સંબંધી બાહ્યદોષોવડે લેપાતો નથી.** ચક્ષુના અંધત્વ દોષથી સૂર્ય ભગવાન્ અંધત્વ પામતા નથી તેમ ચક્ષુના સ્વચ્છતાદિ ગુણોથી તે સ્વચ્છતા પામતા નથી; અથવા તો મૂત્ર પુરીષાદિ મલિન પદાર્થોને કે પુષ્પાદિ રમણિક પદાર્થોને ચક્ષુ જુએ છે, તેથી તે અને તેના દેવ સૂર્ય મલિન કે રમણિક થતાં નથી. જેવાં છે તેવાં જ રહેછે. **તેમ સર્વભૂતોના હૃદયાકાશમાં સ્થિત એવો આત્મા એક છે,** છતાં પણ તે **લોકનાં** અવિદ્યાજનિત દુઃખો-

---

૧. એમાં ૧૦મી શ્રુતિનો અર્થ છે. * પ્રાણ, અપાન, સમાન, ઉદાન, વ્યાન, નાગ, કૂર્મ, કકલક, દેવદત્ત અને ધનંજય એવા રૂપમાં કર્મભેદે થાય છે. ૨. એમાં ૧૧મી શ્રુતિનો અર્થ છે.

**વડે લેપાતો નથી.**—વિકાર પામતો નથી. તે તો સદા વિપરીત બુદ્ધિના અભ્યાસથી **બહાર** શુદ્ધ જ છે.

બાહ્યાકાશમાં રહેલો એક સૂર્ય અનેક દર્પણોમાં પ્રતિબિંબરૂપે જેમ ભિન્ન ભિન્ન ભાસે છે. વળી દર્પણદોષથી પ્રતિબિંબ વિકૃતિ પામેલું પણ જણાય છે, પરંતુ તેથી સૂર્યમાં કાંઇ વિકૃતિ થતી નથી, શુદ્ધ જ રહે છે; તેમ હૃદયાકાશમાં સ્થિત થએલો સાક્ષીરૂપ આત્મા પણ ભિન્ન ભિન્ન રૂપે ભાસતાં છતાં, શાસ્ત્રદૃષ્ટિવડે સ્વસ્વરૂપમાં પ્રતીત થાય છે. આત્મામાં નાનાત્વ માત્ર દૃષ્ટિભેદથી છે. વાસ્તવિક નથી. આત્મા તો [1] **એક** સર્વગત અને સ્વતંત્ર છે. તેના જેવો અથવા તેનાથી અધિક શક્તિવાળો બીજો કોઇ નથી. સર્વ જગત્ માત્ર એને વશ વર્તે છે એટલે તે **વશી** કહેવાય છે. કેમકે તે **સર્વભૂતોનો અંતરાત્મા છે.** જે એકરસ વિશુદ્ધ અને વિજ્ઞાનરૂપ આત્મા પોતાના **એકરૂપને,** પોતાની નામરૂપાત્મક માયા શક્તિવડે **ઘણે પ્રકારે કરે** છે; સમષ્ટિનાં બુદ્ધિસત્વનાં અનંત અણુઓમાં અનેક રૂપે પ્રતીત થાય છે; તે આત્માને બાહ્યવૃત્તિથી નિવૃત્ત થએલા આચાર્ય અને આગમના ઉપદેશવાળા **વિવેકી પુરુષો, સ્વબુદ્ધિમાં સ્થિત થએલો જુએ છે.** તે ઈશ્વરરૂપ થએલા પુરુષોને આત્માનંદ રૂપ **શાશ્વત સુખ મળે છે;** પણ બાહ્યાસક્ત અને અવિવેકી એવા **બીજાઓને તે મળતું નથી** [1].

પોતાની અચિંત્ય શક્તિવડે પરમાત્મા અનેકરૂપે પ્રતીત થાય છે. આકાશમાં વિદ્યુત્ શક્તિ સર્વત્ર ભરેલી છે, પણ વર્ષાકાલે અનુકૂલ મેઘસમૂહોમાં તે પ્રકાશી નીકળી પાછી લય પામી જાય છે, તેમ અનેકરૂપે પ્રતીત થતા સર્વ ભાવો યથાકલ્પે ઉત્પન્ન થઇ યથાકાલે લય પામી જાય છે: તેની તે તે ઉપાધિથી મુક્ત થઇ જાય છે, આથી તેઓ અનિત્ય કહેવાય છે. પ્રકાશી નીકળેલી વિદ્યુત્ લય પામી જેમ નભમાં પોતાને સ્વરૂપે સ્થિત રહેછે, તેમ લય પામેલા સર્વ ભાવો પણ પોતાના સ્વરૂપમાં સ્થિત રહે છે. જેમાં એ સર્વ સ્થિત થાયછે તે જ આત્મા

---

૧ એમાં ૧૨ મી શ્રુતિનો અર્થ છે.

છે. આથી આત્મા [૧] **અનિત્યોનો નિત્ય** કહેવાય છે. અવિદ્યાવશ સમસ્ત પ્રાણીઓ જ આત્મબોધથી વિમુખ વરતે છે એમ નથી. બુદ્ધિમાન્ બ્રહ્માદિ દેવો પણ પરમાનંદાભિમુખવૃત્તિથી* ભૂલાઇ જઈ બહિર્મુખવૃત્તિવાળા¶ થાય છે. શૈત્યગુણપ્રધાન + જલ જેમ અગ્નિસંસર્ગથી દાહકપણાને પામે છે; તેમ તેઓ પણ કોઇ નિયંતાને અનુવર્ત્તે છે. એ નિયંતા સર્વ ચેતનનું **ચેતન** છે. તે **એક** છે. સર્વજ્ઞ છે. **જે સર્વ સંસારીઓનાં કર્મફળો ને યથાકાલે અનાયાસે આપે છે, તે આત્માને જે વિવેકી પુરુષો સ્વબુદ્ધિમાં સ્થિત થએલો જુએ છે—અનુભવેછે** તેઓને આત્માનદરૂપ **પરમ શાંતિ** મળે છે. પણ **બીજાઓને** મળતી **નથી.** [૧]

વિદ્યાનંદનું આસ્વાદન લેતો **નચિકેતા,** સ્વરૂપભૂત નિત્યસુખ કેવું હશે તે જાણવાની ઇચ્છાથી **ભગવાન્ યમરાજાને** હાથ જોડી ઊભો થઇ કહે છે કે,—

પૂજ્યપાદ **ભગવાન્ !** આપશ્રીનાં દર્શનથી, કૃપાથી અને બોધથી હું કૃતાર્થ છું. આત્માનું અદ્વિતીયત્વ હું સમજી શકું છું. આપે જણાવેલું પરમ સુખ તે કેવું હશે તે જાણવાને ઇચ્છું છું. આત્માનું સ્વરૂપ જાણવારૂપ મારા ત્રીજા વરમાં આનો સમાવેશ છે તો કૃપા કરી મને તે જણાવશો. આટલું કહી તે સ્વસ્તિકાસને બેશી ગયો.

ભગવાન્ યમરાજા કહે છે. પુત્ર **નચિકેતા!** [૨] તે આત્મસુખ **અકૃષ્ટ** અને **ન બોધો શકાય તેવું** છે. પ્રાકૃત પુરુષોનાં મન

---

૧ એમાં ૧૩ મી શ્રુતિનો અર્થ છે.

* બ્રહ્માનંદની વૃત્તિ. ¶ આત્મસ્વરૂપથી અંતઃકરણની વૃત્તિ નીકળી અનિત્ય સુખોમાં કે તેના વિચારમાં જોડાય તેવી વૃત્તિવાળા. + શીતળતા જેનો મુખ્ય ગુણ છે તેવું જલ.

૨ એમાં ૧૪ મી શ્રુતિનો અર્થ છે.

વાણીથી તે કહી શકાય તેવું નથી. પરા[1], પશ્યંતી[2], મધ્યમા[3] અને વૈખરી[4] એમ વાણીના ચાર ભેદ છે. માનવો વૈખરી વાણીથી પોતાનો વ્યવહાર ચલાવે છે. એ વૈખરીથી વિષય સુખો પણ સ્પષ્ટ કરી શકાતાં નથી. મનુષ્ય અનેક જાતનાં મિષ્ટાન્નો જમે છે, તેનો સ્વાદ લે છે. બધાંઓથી થતા સુખમાં અને સ્વાદમાં ભેદ છે તે તે જાણે છે, પણ તે વૈખરી વાણીથી બતાવી શકાતો નથી. આ અને એવાં બીજાં વિષયજન્ય સુખો છે. તેઓ ક્ષણિક છે. એના કરતાં માનુષિ, ગાંધર્વિક, પૈત્રિક અને દેવતાઈ સુખો ઉત્તરોત્તર ઘણાં અધિક છે. સર્વથી અધિક હિરણ્યગર્ભરૂપ વિષયજન્ય સુખ છે. એ સુખ પણ બ્રહ્માનંદરૂપ સુખસમુદ્રનું એક બિન્દુ છે. બ્રહ્માનંદરૂપ સુખ નિત્ય છે અને તે વાણીના વિષયમાં ન આવે એમાં કાંઇ આશ્ચર્ય નથી.

બ્રહ્માનંદરૂપ નિત્યસુખ મનવાણીનો વિષય નથી પણ જે જ્ઞાનીઓ સર્વ પ્રકારની એષણાઓથી મુક્ત થઇ ગયા છે, નિર્ગુણ ઉપાસનાવડે જેનાં મધ્યમા પશ્યંતીનાં કપાટ ઉઘડી ગયાં છે એવા

---

૧. જ્ઞાનસ્પંદ તથા ક્રિયાસ્પંદાદિ સર્વ સ્પંદનથી રહિત, કેવલ સન્માત્ર (જેના આસ્તિત્વનું માત્ર અનુમાન જ કરી શકાય છે એવી), સ્વતંત્ર, મહાકારણરૂપ, અલક્ષ્ય, મહામૌનરૂપ, ઉન્મનીભાવાકાર ને શબ્દબ્રહ્મની અધિષ્ઠાન ભૂમિકા એવી જે વાણી તે **પરા**સંજ્ઞાવાળી છે. ૨ ભાવનાદિ સ્વરૂપવાળી, જ્ઞાનશક્તિપ્રધાન, સ્ફુરણમાત્ર ક્રિયાસંપન્ન, અંતર્મુખ, સામાન્યાકાર, હૃદયસ્થાનમાં પ્રગટ થનારી, કારણરૂપ, આકાશરૂપ ઉપાદાન કારણથી ઉત્પન્ન થએલી, સ્થિરપવનરૂપનિમિત્તથી વ્યક્ત, સ્પંદમાત્ર, સ્વસંવેદ્ય, શાંત, તટસ્થ, સાક્ષીભૂત, મૌનાકાર અને ઉજ્વલ એવી જે વાણી ને **પશ્યંતી**. ૩. ઉરસ્થલ અને કંઠ આ બને પ્રદેશની મધ્યે પ્રગટ થનારી, કિંચિત્ જ્ઞાન શક્તિ તથા ક્રિયાશક્તિસંપન્ન, આકાશરૂપ ઉપાદાનથી ઉપજેલી, પવનરૂપ નિમિત્તથી વ્યક્ત, ચંચલ, કાર્યરૂપ, સ્વસંવેદ્ય, મનોમય ને સૂક્ષ્મ એવી જે વાણી તે **મધ્યમા**.

૪. હ્રસ્વાદિ તથા ઉદાત્તાદિ સ્વરૂપવાળી, કકારાદિ વર્ણથી બનેલી, કંઠથી મુખગોલકપર્યંતના સ્થાનમાં પ્રગટ થનારી, આકાશરૂપ ઉપાદાનથી જનિત, બહુવિધ, ચંચલ, પવનરૂપ નિમિત્તથી વ્યક્ત, સ્વપરવેદ્ય, પ્રાયઃ સર્વ પ્રાણીવડે ઉચ્ચારણ થવા યોગ્ય, ક્રિયાશક્તિપ્રધાન, કાર્યરૂપ અને શ્રોત્રેંદ્રિયવડે વેદ્ય એવી જે વાણી તે **વૈખરી** છે. (ઉપદેશગ્રં. ૧૯).

વિવેકીઓ એ સુખને તે આ છે એમ પ્રત્યક્ષ અનુભવે છે. બ્રહ્મવેત્તા શ્રીગુરુ અને ભગવતિ શ્રુતિ આ આત્મસુખને સાક્ષાત્ કથન કરવા સમર્થ નથી. માત્ર તે અનુભવગમ્ય છે, પ્રિયતમરૂપ છે, એમ જ કહેવાય છે. આવા તે આત્મરૂપ નિત્યસુખને હું કેમ જાણું? હું તેને કેમ વિચારી શકું? એ શું કોઇ પણ રીતે પ્રકાસે છે? અથવા સ્પષ્ટ દેખાય છે? આ પ્રકારે આત્મજ્ઞાનનો અધિકરી પુરુષ પોતાના મનમાં વિચારે છે, પણ તે સ્પષ્ટ કહી શકાતું નથી.

[1] તે સ્વયંજ્યોતિ આનંદરૂપ બ્રહ્મમાં સૂર્ય પ્રકાસતો નથી. અર્થાત્ બ્રહ્મને સૂર્ય પ્રકાશી શકતો નથી. ચંદ્ર અને તારાઓ નથી પ્રકાશી સકતા. આ વીજળીનો સમૂહ પણ તેને નથી પ્રકાસતો તો પછી આ દૃષ્ટિગોચર અને મનુષ્ય બુદ્ધિથી સુસાધ્ય થઇ શકે તેવો અગ્નિ, બ્રહ્મને ક્યાંથી જ પ્રકાશી શકે? ન પ્રકાશી શકે. સ્વભાવથી અપ્રકાશ રૂપ લોહપિંડ જેમ અગ્નિનો આશ્રય કરીને પ્રકાશમાન થાય છે તેમ સૂર્ય, ચંદ્ર, તારા, વિદ્યુન્માળાઓ ઇત્યાદિ સર્વ તે જ પ્રકાસતા સ્વયંજ્યોતિ આત્માને અવલંબીને પ્રકાસે છે. તે બ્રહ્મની કાંતિવડે આ સર્વ જડ ચેતનાત્મક જગત્ પ્રકાસે છે [1] આત્મપ્રકાશને લઈને જ સર્વ સ્પષ્ટ થાય છે. સ્વતઃ નથી થતું. કાર્યગત વિવિધ દીપ્તિઓવડે બ્રહ્મ સર્વત્ર પ્રકાસે છે, એમ, વિવેકવિચારણાથી જણાય છે.

દ્વિતીય પુષ્પ સમાપ્ત.

---

## પુષ્પ ૩ જું.

દ્વિતીય પુષ્પમાં એકાદશ દ્વારવાળું શરીર, શરીરની સંસૃતિ, વિમુક્તિ, આત્માનું અજન્મત્વ અને સ્વપ્રકાશકત્વ ભગવાન્ યમરાજાએ મહાત્મા નચિકેતાને ઉદ્દેશી કહી બતાવ્યું છે. વાંચનારને એનું સ્મરણ હોવું જોઇએ. આકડા અથવા શીમલાના તૂલને જોઇ જેમ તેના વૃક્ષની કલ્પના કરવામાં આવે છે, તેમ આ સંસારવૃક્ષને જોઈ તેના મૂળની પણ

---

૧ એમાં ૧૫ મી શ્રુતિનો અર્થ છે.

કલ્પના કરી શકાય છે. સંસારવૃક્ષનું મૂળ બ્રહ્મ છે, તે બતાવવા માટે ભગવાન્ યમરાજા પ્રિય શિષ્ય નચિકેતા પ્રતિ પ્રારંભે છે.

હે નચિકેતા! એક બીજમાંથી જેમ વૃક્ષ થાય છે, વૃક્ષમાંથી વળી બીજ થાય છે અને પાછો તે બીજમાંથી વૃક્ષ થાય છે, તેમ આ સંસારની ભિન્ન ભિન્ન ભાસતી પ્રતિવ્યક્તિઓ બીજાંકુર ન્યાયથી જ વિસ્તરે છે—વિવર્તે છે. બીજ અતિ સૂક્ષ્મ છે. સત્રૂપ છે અને તેમાંથી વિવર્તેલ મધ્યસ્થ રૂપ મિથ્યા છે. સત્ સ્વરૂપથી મિથ્યારૂપ હોઇ નીચે ઊતર્યું છે. આથી બીજ ઊંચે એટલે કે મૂળ ઊંચે અને વિસ્તાર નીચે છે એમ કહેવાય છે; માટે [1]આ સંસાર ઉર્ધ્વમૂલ છે. એમાં ઘણા જીવોનું જન્મવું, વધવું, શોક પામવો, દુઃખ ભોગવવું ને મરવું એ રૂપ અનર્થતા છે. ક્ષણ ક્ષણ પ્રત્યે તે અન્યથા સ્વભાવવાળો છે. મદારીએ કલ્પી કાઢેલા ખોટા પદાર્થો, ઝાંઝવાં, ગંધર્વનગર[2] ઇત્યાદિ જેવો હોઇ કોઇપણ કાળે નાશ પામે તેવો છે. આજ છે તેવો કાલ ન હોતો અને આવતી કાલ હશે કે નહિ તેનો નિશ્ચય નથી, માટે આ સંસાર અશ્વત્થનો વૃક્ષ છે. કોઇ એને તત્ત્વનો સંઘાત કહે છે તો કોઇ તત્ત્વનું પરિણામ કહે છે; કોઇ આરંભવાળો કહે છે તો કોઇ અનાદિ કહે છે; કોઇ સત્ય કહે છે તો કોઇ અસત્ય કહે છે; આવી રીતે તે સેંકડો પાખંડબુદ્ધનું આસ્પદ છે. વેદાન્તદર્શને તેને પરબ્રહ્મ મૂળવાળો કહ્યો છે. અવ્યક્ત અજ્ઞાન એ તેનું બીજ છે. જ્ઞાનક્રિયા શક્તિરૂપ હિરણ્યગર્ભ તેનો પ્રથમાંકુર છે. સર્વ પ્રાણીઓનાં લિંગ શરીર તેના શાખાંકુર છે. તૃષ્ણારૂપ જળસેચનથી તેની અભિમાન રૂપ ઉંચાઇ વધે છે. બુદ્ધિ અને ઇંદ્રિયોના શબ્દાદિ વિષયોરૂપ તેના નવાંકુર છે. શ્રુતિ, સ્મૃતિ, ન્યાય, વિદ્યા, ઉપદેશ, એરૂપ તેનાં પત્રો છે. યજ્ઞ, દાન, તપ, આદિ અનેક વિહિતક્રિયારૂપ તેનાં સુપુષ્પો છે. સુખ, દુઃખ અને પ્રાણીવેદનારૂપ તેના અનેક રસો છે. ભિન્ન ભિન્ન પ્રાણીઓનાં ઉપજીવનરૂપ તેનાં ફળો છે. તૃષ્ણારૂપ જળસેચનવડે, કર્મવાસ-

---

૧. એમાં ૧લી શ્રુતિનો અર્થ છે.

૨. આકાશમાં વાદળાંનો સમૂહ નગરના આકારે દેખાય તે, અથવા આકાશમાં ઇદ્રજાળથી નગર બનાવ્યું હોય તે, અથવા કોઇને મરણકાળે આંખાં આગળ નગરની પ્રતીતિ થાય તે, ગંધર્વ નગર.

નારૂપ જટોવડે તથા સાત્વિક ભાવોવડે વડવાઇઓ વધીને તે બહુ જ દૃઢ થઇ રહ્યો છે. બ્રહ્માદિ દેવોરૂપ પક્ષીઓએ સત્યાદિ સપ્તલોકરૂપ તેમાં માળા બાંધેલા છે. પ્રાણીઓનાં સુખદુઃખ, હર્ષ, શોકથી ઉત્પન્ન થતા શબ્દોરૂપ નૃત્ય, ગીત, અને વાદિત્રવાળો છે. ક્રીડા કુસ્તી, હાસ્ય, સ્નેહાલિંગન, રુદન, અહો 'મૂકી દે મૂકી દે' ઇત્યાદિ અનેક શબ્દોવડે અતિ ઘોંઘાટવાળો છે. તત્ત્વમસિ આદિ મહાવાક્યોરૂપ અસંગ શસ્ત્રોવડે તે છેદાય તેવો છે. અશ્વત્થ (પીપળા) નાં પાંદડાં જેમ વાયુવડે બહુ ચલાયમાન રહે છે તેમ આ સંસારવૃક્ષ પણ કામકર્મરૂપ વાયુવડે સદા પ્રચલિત સ્વભાવવાળો છે. સ્વર્ગ, નરક, તિર્યક્ અને પ્રેતાદિરૂપ નીચે પડી ગએલી શાખાઓવાળો છે. પરંપરાવડે હોવાથી તે સનાતન છે. આ સંસારવૃક્ષનું જે મૂળ છે તે જ જ્યોતઃસ્વરૂપ શુદ્ધ છે. તે જ સર્વ મહતાવડે બ્રહ્મ છે, અને તે જ અવિનશીપણાથી અમૃત કહેવાય છે. તેમાં સર્વલોક આશ્રય કરી રહેલા છે. તેને કોઇ પુરુષ ઉલ્લંઘન કરી શકતો નથી. તે જ આ આત્મા છે.

[1]જે કાંઇ આ સ્થાવરજંગમાત્મક સ્થૂલસૂક્ષ્મરૂપે સર્વ જગત્ અધિષ્ઠાનરૂપ પરબ્રહ્મમાં ગતિ કરી રહેલું છે, તે સર્વ જગત્ તેમાંથી જ નીકળ્યું છે. તે જ બ્રહ્મમાં માયાના અચિંત્ય પ્રભાવથી વિવર્ત્યું છે. જેમ કોઇ મહારાજાએ પોતાની પ્રજાને યથાનિયમે ચલાવવાને મહા તીક્ષ્ણ વજ્ર ઉગામી રાખ્યું હોય તેને જોઇ સર્વ પ્રજા ભય પામી નિયમસર વર્ત્તે જાય છે: કાંઇ પણ અન્યથા વર્તન કરતી નથી; તેમ આ ચંદ્ર, સૂર્ય, તારા, ગ્રહ, નક્ષત્ર, ઇત્યાદિરૂપ સર્વ જગત્ યથાનિયમે વર્ત્યે જાય છે, એટલે એ પરબ્રહ્મ મહાભયરૂપ ઉગામેલા વજ્ર જેવું છે. એમ જે જ્ઞાનીઓ જાણે છે, તેઓ અમર થાય છે.

આ સર્વ જગત્ બ્રહ્મથી વિવર્ત્તે છે, બ્રહ્મમાં સ્થિતિ પામે છે અને લય પણ બ્રહ્મમાં થાય છે.* અર્થાત્ સર્વના મૃત્યુરૂપ—મહાભયરૂપ...

---

૧. એમાં બીજી શ્રુતિનો અર્થ છે.

* यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत्प्रयन्त्यभिसंविशन्ति ઇત્યાદિ શ્રુતિનો એ અર્થ છે.

બ્રહ્મ જ છે. એ મહા ભૈરવરૂપ[1] છે. **भयानां भयं** ' એ સર્વ ભયનો પણ ભય છે ' **भीषणं भीषणानां** ' સર્વ ભીષણ ( બીવરાવનાર ) નો ભીષણ છે ' આવા બ્રહ્મને જે વિવેકીઓ સ્વસ્વરૂપ સાક્ષીભૂત સમજે છે—અનુભવે છે; તેઓ મરણધર્મરૂપ સંસારથી મૂકાઇ જઈ બ્રહ્મરૂપ થાય છે. અમર થાય છે. અગ્નિ પોતાથી સર્વ અન્ય વસ્તુનો ભક્ષક છે પણ સ્વસ્વરૂપ ભક્ષક નથી, તેમ આ મહાભૈરવરૂપ બ્રહ્મ તેનાથી ભેદ સમજનારને ભયરૂપ છે પણ સ્વસ્વરૂપ (સાક્ષીભૂત) સમજનારને ભયરૂપ નથી.

કેવળ મર્ત્ય લોકમાં જ પરમાત્માનો ભય છે એમ નથી. સર્વ લોકોમાં તેનો ભય છે. સમર્થ ઈશ્વર અને લોકપાળોને પણ કોઇનો ભય ન હોય તો તેમની નિયમિત પ્રવૃત્તિ ઘટતી નથી, માટે જ [2]**આ પરમાત્માના ભયથી અગ્નિ તપે છે અને પ્રકાશ કરે છે. એના જ ભયથી ત્રણે લોકમાં સૂર્ય પ્રકાસે છે. વળી એના જ ભયથી ઇંદ્ર, વાયુ, અને પાંચમો મૃત્યુ દોડે છે**[2] સર્વ લોકોમાં યથાકાળે સૂર્ય પ્રકાશ કરે છે, ઇંદ્ર યોગ્ય કાલે જોઇતી વૃષ્ટિ કરે છે, નિયમિત રીતે વાયુ વાય છે અને પાંચમો હું મૃત્યુ – યમરાજા પણ મૃત્યુલોકના જીવોના પ્રાણ યથાકાલે શરીરથી જૂદા કરૂંછું; એ સર્વ તે પરમાત્માના ભયથી નિયમિત રીતે કરાય છે. અમે સર્વ મહાન્ દેવો પણ તેના ભયથી પોતપોતાની પ્રવૃત્તિ કરીએ છીએ તો સાધારણ જીવને તેનો ભય હોય એમાં કાંઇ આશ્ચર્ય નથી. આ ભય તે બીજો કાંઇ નહિ પણ મૃત્યુને વશ થવારૂપે છે. હે પ્રિય નચિકેતા ! તારા જેવો જે અધિકારી[3] **અહિઆં**—આ મર્ત્યલોકમાં શરીરથી જીવતો છે ત્યાં સુધી અને **શરીરના નાશની** પૂર્વે મૃત્યુવશ થયો નથી ત્યાં સુધીમાં, જો તે પરમાત્માને જાણવાને **શક્તિમાન્ થાય છે**, તો તે અધિકારી સંસારથી મૂકાઇ અમર થાય છે—સ્વસ્વરૂપે સ્થિત થાય છે, પણ પરમાત્માને **નહિ** જાણવાથી તો,

---

૧. પ્રથમ ગુચ્છના ૨ જા પુષ્પનો અંતિમ ભાગ જુઓ.

૨. એમાં ૩ જી શ્રુતિનો અર્થ છે.

૩. એમાં ૪થી શ્રુતિનો અર્થ છે.

તે નહિ જાણનારો જીવ, **પૃથિવ્યાદિ લોકમાં** પોતપોતાનાં કર્મપ્રમાણે જોઈતાં **શરીરને માટે સમર્થ થાય છે.** પોતપોતાની યોગ્યતા પ્રમાણે યોગ્ય શરીર પામી ફરી ફરીને મૃત્યુરૂપ ભયને વશ થાય છે; એટલા જ માટે આ મનુષ્ય શરીરથી જ્યાંસુધી શુભ કર્મ થઈ શકે છે ત્યાં સુધીમાં જ જ્ઞાનપ્રાપ્તિ કરી લેવી. જ્ઞાનપ્રાપ્તિ કરવાને માટે માનવ શરીર જ યોગ્ય છે અન્ય દેવશરીરો યોગ્ય નથી. [1]**જેમ દર્પણમાં તેમ આત્મામાં.** એટલે કે શુદ્ધ દર્પણમાં આપણે મુખ જોઇએ તો કોઈપણ જાતની વિકૃતિ વગરનું જેવું છે તેવું જ દેખાય છે; તેમ વિવેકાદિ સાધનચતુષ્ટયની પ્રાપ્તિથી શુદ્ધ થઇ ગયેલા માનવીના મનમાં, આ આત્માનું પ્રતિબિંબ શુદ્ધ દેખાય છે. અર્થાત્ મનુષ્ય શરીરથી જ આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. બીજાંઓથી થતી નથી. જે મનુષ્યો શાસ્ત્રોક્ત વિહિત કર્મો કરી પિતૃલોક પામે છે તેઓ, ત્યાં પિતૃલોકમાં આત્મજ્ઞાન મેળવી શકતા નથી. જાગ્રદ્વાસનાથી ઉત્પન્ન થએલા અવિવિક્ત ભોગો **જેમ સ્વપ્નમાં** દેખાય છે, **તેમ પિતૃલોકમાં** કર્મફળના ઉપભોગની આસક્તિ હોવાથી આત્મરૂપ અસ્પષ્ટ દેખાય છે. **જેમ જલમાં દેખાય છે તેમ ગંધર્વલોકમાં** દેખાય છે. ગંધર્વ લોક પામેલા જીવોને પણ ત્યાં આત્મદર્શન યથાર્થ થતું નથી. જલાશયની પાસે આપણે ઊભા હોઇએ, તો આપણું શરીર સ્થિર હોય છે છતાં, જળમાં પડેલું પ્રતિબિંબ તેમાંની તરંગમાલાઓને લીધે જેમ છિન્ન ભિન્ન થઇ ગએલું અથવા તો વિકૃતિ પામેલું દેખાય છે, તેમ ગંધર્વલોકમાં સ્થિતિ પામેલા જીવો વિષય ભોગમાં અત્યંત આસક્તિવાળા હોવાથી તેમને જલસ્થ પ્રતિબિંબના જેવું આત્મદર્શન થાય છે. **બ્રહ્મલોકમાં છાયા અને આતપની પેઠે** આત્મદર્શન સ્પષ્ટ દેખાય છે. દેહાદિથી પૃથક્ દેખાય છે. પરંતુ બ્રહ્મલોકની પ્રાપ્તિ ઘણાકાળપર્યંત અતિ ઉત્તમ ઉપાસના કરવાથી મળે છે. આત્મજ્ઞાન અથવા આત્મદર્શનપ્રાપ્તિને માટે મર્ત્યભૂમિ અને માનવ શરીર જ વધારે યોગ્ય છે. અન્ય દેવાદિક શરીરો કર્મભૂમિ નથી પણ વૈભવભૂમિ છે; માટે જે અધિકારીને આત્મસાક્ષાત્કાર કરવાની જિજ્ઞાસા છે

---

1. એમાં પમી શ્રુતિનો અર્થ છે.

તેણે, મનુષ્ય શરીરથી જ શ્રીસદ્‌ગુરુશાસ્ત્રાદિક સાધનો મેળવવાના પ્રયત્નમાં જરા પણ શિથિલતા કરવી નહિ.

હે નચિકેતા ! તે આત્મસાક્ષાત્કાર કરવાની પરંપરા બે રીતની છે. અર્થાત્ આત્મસાક્ષાત્કાર કરવામાં બે સાધનો છે. એક વિચારરૂપ સાંખ્યસાધન અને બીજું ઇંદ્રિયાદિના નિરોધરૂપ યોગસાધન છે. આ બંને સાધનો હું તને અનુક્રમે કહુંછું તે તું શ્રવણ કર.

[1]આકાશાદિ પંચમહાભૂતોરૂપ [2] **ભિન્ન ભિન્ન કારણથી ઉત્પન્ન થતી પંચ જ્ઞાનેંદ્રિયોનું જે સ્વભાવજન્ય જ્ઞાન છે તે ભિન્ન ભિન્ન** છે. પ્રત્યેક જ્ઞાનેંદ્રિય પોતપોતાના વિષયને ગ્રહણ કરેછે, એ રીતે તે ભેદ પામે છે. વળી એ સ્વભાવજન્ય જ્ઞાન **ઉત્પત્તિ અને વિનાશવાળું** છે. જાગ્રદવસ્થામાં તે પોતપોતાના વિષયજ્ઞાનને ગ્રહણ કરેછે પરંતુ સુષુપ્તિમાં તેનો ક્ષય થાય છે. વળી પાછું જાગ્રદવસ્થામાં ઉદ્‌ભવે છે. હે નચિકેતા ! ઇંદ્રિયોનું વૃત્તિજ્ઞાન ભેદવાળું અને ઉદયાસ્તવાળું છે, માટે તે આત્મ નથી. આત્મા કેવળ શુદ્ધ, નિત્ય, એક સ્વભાવવાળો છે, એમ **માનીને બુદ્ધિમાન્ પુરુષ શોક કરતો નથી.**[2] શરીર અને ઇંદ્રિયોમાં જેની આત્મબુદ્ધિ હોય છે, તેને શરીર અને ઇંદ્રિયોની અપૂર્ણતામાં શોક થાય છે; પણ આત્મા તો સર્વ વાતે પૂર્ણ અને એક રસ હોવાથી તે સમજનારને શોક થતો નથી. **तरति शोकमात्मवित्** "આત્માને જાણનાર શોકને તરી જાય છે."

હે નચિકેતા ! પૂર્વે કારણપરંપરા [3] જણાવતાં મેં તને કહ્યું છે તે જ અત્ર સ્પષ્ટ કરી બતાવું છું. વિશેષ સ્વરૂપવાળી શ્રોત્રાદિક [4]**ઇંદ્રિયોના કરતાં** સામન્ય સ્વરૂપવાળું **મન પર** છે, **સવિકલ્પરૂપ મનથી** નિર્વિકલ્પરૂપ **બુદ્ધિ પર** છે, નિર્વિકલ્પ **વ્યષ્ટિબુદ્ધિથી સમષ્ટિ બુદ્ધિપર છે, સમષ્ટિ બુદ્ધિથી અવ્યાકૃત માયા પર છે**[4],

---

૧. શ્રી પંચદશીના ગુજરાતી ભાષાંતરના ૧૨મા પૃષ્ઠમાં જુઓ.

૨. એમાં ૬ઠી શ્રુતિનો અર્થ છે. ૩. પૃષ્ઠ ૭૫, ૭૬, ૭૭માં ૧૦, ૧૧ શ્રુતિ જુઓ. ૪ એમાં ૭ મી શ્રુતિનો અર્થ છે.

અને [1] **માયાથી વળી પુરુષ પર, વ્યાપક અને અલિંગ છે.** અલિંગ છે એટલે સર્વ સ્થૂલસૂક્ષ્મ પ્રપંચથી રહિત છે. બુદ્ધયાદિથી ન સમજી શકાય તેવો છે. **એવા** [2] **પરમાત્માને** પોતાના આત્મારૂપ **જાણીને માણસ સંસારથી મૂકાઇ જાય છે અને અમરપણું પામે છે.** [1]—મોક્ષ અનુભવે છે. એ પ્રમાણે વિચાર કરવારૂપ સાંખ્ય સાધન ગણાય છે. હવે ઇંદ્રિયોનો નિરોધ કરવારૂપ યોગસાધન છે, તે હું તને વર્ણવી બતાવું છું તે સાંભળ.

હે **નચિકેતા!** [3] **આ** સ્વયંજ્યોતિ **આત્માનું રૂપ દર્શન-વિષયમાં સ્થિતિ કરતું નથી;** અને તેથી કોઇપણ જિજ્ઞાસુ **આ આત્માને** પોતાનાં બાહ્યચક્ષુવડે **જોતો નથી.** બ્રહ્મ કોઈ પણ ઇંદ્રિયોનો વિષય નથી, ને તેટલામાટે બ્રહ્મજિજ્ઞાસુઓ નેત્રાદિક ઇંદ્રિયો ના નિરોધરૂપ યોગ કરીને સ્વસ્વરૂપવડે તેનો સાક્ષાત્કાર કરે છે. બાહ્યેંદ્રિયોને પોતપોતાના વિષયો તરફથી ઉપરામ પમાડી દીધા પછી પણ મન વિષયોનો સંકલ્પ કરે છે, તે વિકલ્પાત્મક મનને પણ મુમુક્ષુ પોતાની **નિશ્ચયાત્મક બુદ્ધિવડે** નિયમમાં લાવે છે. અને એવા નિયંત્રિત મનમાં પણ સ્વરૂપાકાર વૃત્તિના પ્રવાહરૂપ **મનનવડે જે** જ્ઞાનીઓ **આ** આત્માને **સમીપ પ્રકાશેલો જાણે છે તે** જ્ઞાનીઓ **અમર થાયછે** [3]. બાહ્યવૃત્તિમાં જે કાંઇ પદાર્થો જોવામાં આવે છે તે જેમ મારૂં સ્વરૂપ નથી એમ જોનાર જાણે છે, તેમ મનનશીલ બુદ્ધિવૃત્તિમાં પણ જે જે કાંઇ સૂક્ષ્મ દેખાય કે મનાય છે તે હું નથી પરંતુ એ સર્વને જોનારો જ્ઞાનસ્વરૂપ હું બ્રહ્મ જ છું એમ જેઓ જાણે છે તેઓ અમર થાય છે-બ્રહ્મરૂપ થાયછે. [4] **જે સમયે પાંચેય જ્ઞાનેંદ્રિયો મનની સાથે વ્યાપારવગરની થાયછે.** ઇંદ્રિયો પોતાના બાહ્યવિષયને ત્યજી દે, મન સંકલ્પવિકલ્પને ત્યજી દે અને નિશ્ચયરૂપ **બુદ્ધિ** પણ પોતાની **ચેષ્ટા ન કરે.** નિશ્ચય કરવાની વસ્તુ અને નિશ્ચય કરનાર બુદ્ધિ એ બે જૂદાં રહે નહિ. બુદ્ધિ બ્રહ્માકાર જ

---

૧. એમાં ૮ મી શ્રુતિનો અર્થ છે. ૨. એમાં જરા અર્થ ફેરવ્યો છે.

૩. એમાં ૯મી શ્રુતિનો અર્થ છે.

૪ એમાં ૧૦મી શ્રુતિનો અર્થ આવેછે.

થઇ રહે તે સમયની તે **સ્થિતિને** જ્ઞાનીઓ **પરમગતિ** કહે છે. એ જ છેલ્લામાં છેલ્લી ગતિ છે. પાછળ મેં તને કહ્યું છે કે **सा काष्टा सा परागत्तिः** તે એ જ ગતિ છે.

હે **નચિકેતા**! મન, બુદ્ધિ અને ઇંદ્રિયોનું પોતપોતાના કલ્પિત વિષયોમાં સ્વતંત્રપણે વર્ત્તવું એ જ સંસાર છે. અને તેમનું એકાગ્રપણું તે બ્રહ્માવસ્થા છે. [1] **તે મનબુદ્ધિ અને ઇંદ્રિયોની એકાગ્રતારૂપ ધારણાને જ્ઞાનીઓ યોગ એમ માને છે.** જ્યારે અભ્યાસી આ યોગને પામે છે **ત્યારે** તે **પ્રમાદ વગરનો થાય છે.** પ્રમાદ તે ઇંદ્રિયોની ચેષ્ટા છે. ઇંદ્રિયો, મન અને બુદ્ધિ એ સર્વ તો ચેષ્ટા રહિત થઈ ગયાં છે, એટલે આવી ધારણામાં યોગીને નિરંકુશ અપ્રમત્તા થાય છે. **તેટલા માટે યોગ ઉત્પત્તિ અને નાશ** [1] કહેવાય છે. એટલે કે ઇંદ્રિયોને સ્થિર ધારણ કરવાથી તે ઉત્પત્તિ કહેવાય છે અને પ્રમાદને કાઢી નાંખે છે તેથી તે નાશ કહેવાય છે. અથવા આ અવસ્થામાં ગએલો યોગી, ઈશ્વરત્વ પામેલો હોવાથી, સર્વ જગતનાં ઉત્પત્તિ અને સંહાર કરવામાં સમર્થ થાય છે; તેથી પણ યોગ ઉત્પત્તિ અને નાશ કહેવાય છે. આ યોગરૂપ ઉપાયવિના આત્મા, [2] **વાણીવડે પામવાને યોગ્ય નથી.** વાણીનો તે વિષય નથી. અર્થાત્ આત્મા આવો કે તેવો છે એમ વાણીથી કહી શકાતો નથી તે **મનવડે પામવાને યોગ્ય નથી.** મનબુદ્ધિ આત્માને વિચારી શકતાં નથી. વળી તે **ચક્ષુવડે પામવાને પણ યોગ્ય નથી.** આત્મા અરૂપ હોવાથી ચક્ષુ તેને જોઇ શકતું નથી. બીજી કોઇ પણ ઇંદ્રિયોનો તે વિષય નથી. સર્વ સ્થૂલ કાર્યમાત્રનો વિલય કરી જોતાં તેના કારણરૂપ સૂક્ષ્મ રહે છે, કારણરૂપ સૂક્ષ્મનો પણ વિલય સમજતાં તેના અધિષ્ઠાનરૂપ કાંઇ પણ છે, એ પ્રકારે તત્ત્વબુદ્ધિનિષ્ઠ પુરુષને સમજાય છે. શ્રીગુરુશાસ્ત્રના ઉપદેશમાં શ્રદ્ધાવાન્, અને આત્માને છે **એમ માનનાર પુરુષોથી બીજે તે, આત્મા, ક્યાં પમાય?** શ્રદ્ધાપરાયણ એવા આસ્તિક વાદીઓના મતને છોડી દઇ વેદબાહ્ય નાસ્તિકમતમાં શ્રદ્ધા કરનાર બહિર્મુખ પુરુષોને આત્માના વાસ્તવ સ્વરૂપનો સાક્ષાત્કાર થઈ શકતો નથી. નાસ્તિકવાદીઓ જેઓ

---

૧ એમાં ૧૧મી શ્રુતિનો અર્થ છે. ૨ એમાં ૧૨મી શ્રુતિનો અર્થ છે.

આત્માને શૂન્ય છે એમ કહે છે, તેઓનું શૂન્ય પણ અસ્તિત્વવાળું છે એમ તો ખરૂં જ. જે સર્વના અવશેષ રૂપ છે. તેને પછી શૂન્ય કહો કે સતરૂપ કહો, સર્વનું અધિષ્ઠાન કહો કે સર્વરૂપ કહો, પણ તે છે એ નિર્વિવાદ છે.

હે નચિકેતા! આત્માનું અસ્તિત્વ તે સત્કાર્ય અને બુદ્ધિ આદિ ઉપાધિવાળું છે. કોઈપણ વસ્તુ 'છે' એમ કહીએ છીએ ત્યારે તે વસ્તુ અને તે 'છે' એવો નિશ્ચય બતાવનારી બુદ્ધિ, એ બંને ભિન્ન હોય છે. એમાં દ્વૈતતાની પ્રતીતિ રહે છે. આત્મા તો અદ્વૈત છે. દ્વૈતપણું જ્યાં સુધી બુદ્ધિરૂપ ઉપાધિ છે, ત્યાંસુધી રહેછે. જ્યાંસુધીના બુદ્ધિજ્ઞાનમાં આત્મા છે, એમ કહેવાય છે, ત્યાંસુધીના આત્મસ્વરૂપને શાસ્ત્ર શબળબ્રહ્મ અથવા સોપાધિક બ્રહ્મ કહે છે. આથી એમ થયું કે સોપાધિક બ્રહ્મ 'છે' એ પ્રકારે જાણવા યોગ્ય છે. સોપાધિક એટલે ઉપાધિવાળું—માયાવિશિષ્ટ, જેમાં આ સર્વ બ્રહ્માંડો પ્રકાશી રહ્યાં છે; તે સર્વનો કર્ત્તા, ધર્ત્તા, ભર્ત્તા, અને હર્ત્તા છે. પ્રાદુર્ભાવ, સ્થિતિ અને વિલય એ સર્વ વિકાર ઉપાધિ છે. મિથ્યા છે. કોડીયાં, શરાવ, ઘડા, ઇત્યાદિ સર્વ વિકાર કેવળ શબ્દરૂપ છે, વાસ્તવિક તો માટી જ છે; તેમ આ સર્વ ઉપાધિરૂપે ભાસતું મિથ્યા છે. માટે આ મિથ્યારૂપ વિકાર વગરનો આત્મા છે તે જ નિરૂપાધિક, તે જ અલિંગ, તે જ સત્ અને અસત્ આદિ જ્ઞાનના વિષયથી વર્જિત છે. આમ શબળ બ્રહ્મના સ્વરૂપમાં વિચાર કરતાં કરતાં વિદિત[1] અને અવિદિતથી[2] જે અન્ય, અદ્વય સ્વભાવરૂપ, નહિ સ્થૂલ, નહિ સૂક્ષ્મ, નહિ હ્રસ્વ, નહિ દીર્ઘ એવું, અદૃશ્ય, અનાત્મ્ય[3] અને અનિલયન[4] એવું, જેને શ્રુતિ ભગવતી [5]નેતિ નેતિ કહે છે એવું બ્રહ્મ અનુભવાય છે. આ અનુભવ

---

૧. માયાના કાયરૂપ સર્વ દેખાતું કે સમજાતું જગત્ વિદિત કહેવાય છે. ૨. માયા અનિર્વચનીય છે તે અવિદિત કહેવાય છે. ૩. સ્વરૂપવડે મમતારહિત. આને માટે જુઓ શ્રીપંચદશીનું ગુજરાતી ભાષાંતર પૃષ્ટ ૩૫૪ની ટીપ. ૪. નિલયન એટલે આધાર જેને નથી તે સર્વનાં આધારરૂપ. ૫. સર્વ ચર અને અચર તથા દૃશ્ય અને અદૃશ્ય રૂપ જે કાંઇ જ્ઞાનનો વિષય થાય છે, તે સર્વ, નહિ, નહિ, એ પ્રકારે જેમાં કહેવાય છે, તે બ્રહ્મ.

તે જ **તત્ત્વભાવ** કહેવાય છે; માટે આત્માની પ્રાપ્તિમાં સોપાધિક અને નિરૂપાધિક એમ [1]બન્ને બ્રહ્મસ્વરૂપને, છે **એ પ્રકારે અને તત્ત્વભાવવડે પામી શકાય છે.** પ્રથમ છે એ પ્રકારે **પામેલા આત્માનો તત્ત્વભાવ સન્મુખ થાય છે**[1]—અનુભવાય છે, એમ શાસ્ત્રનું રહસ્ય સમજી આત્મસ્વરૂપનું મનન કરનારા જ્ઞાનીઓમાં કહેવાય છે. પ્રિય નચિકેતા! આત્મપ્રકાશને માટે પ્રથમ, અધિકારીને આત્મા છે એમ પરોક્ષ જ્ઞાન ઉપજાવવું, એટલે પછી પાછળ બતાવ્યા પ્રમાણે તેમાં મનન કરાવતાં તેને આત્માનો અપરોક્ષ અનુભવ થાય છે.

હે **નચિકેતા**! મનુષ્યને આ લોકના તથા પરલોકના વિષયજન્ય સુખોમાં જે રાગ છે તે કામ કહેવાય છે. એ કામ, બુદ્ધિનો આશ્રય કરી રહે છે. કોઈપણ અધિકારી [2]જ્યારે તત્ત્વભાવવડે આત્માનો સાક્ષાત્કાર પામે છે ત્યારે **આના હૃદયમાં આશ્રય કરી રહેલા સર્વે કામો મૂકાઈ જાય છે.** કેમકે તત્ત્વભાવમાં ધ્યાતા, ધ્યેય અને ધ્યાનની ત્રિપુટી રહેતી નથી. આમ થાય છે **એટલે**, તત્ત્વભાવની સિદ્ધિપૂર્વે જે અધિકારી **મર્ત્ય**—મરણધર્મવાળો હતો, તે, હવે **આ—ના આ શરીરમાં અમૃત થાય છેઃ બ્રહ્મ જ થાય છે.** જીવોને વિષયસુખમાં જે રાગ છે તે રાગ જ મરણ કહેવાય છે. જ્યાંસુધી તત્ત્વબોધ થયો નથી—પરપ્રેમ અનુભવાયો નથી, ત્યાંસુધી જીવોને વિષયસુખની અભિરુચિ રહે છે. આ અભિરુચિ એ જ જન્મમરણનું કારણ છે. અર્થાત્ એ કામનાવાળો મનુષ્ય મરણધર્મવાળો એટલે મર્ત્ય કહેવાય છે. પાછલા અનેક જન્મના શુદ્ધ સંસ્કારો, જે શરીરસંબંધે કોઈ મહાત્માની કૃપાથી ફળ આપવાને અભિમુખ થાય છે, તે મર્ત્યશરીરમાં જ પ્રાણી જીવન્મુક્તિનું સુખ ભોગવતો સતો બ્રહ્મરૂપ થાય છે; કેમકે હું સુખી છું, હું દુઃખી છું, આ મારું ધન છે, અને આ મારું શરીર છે; જીવથી અન્ય બ્રહ્મ છે નહિ, અથવા છે તો નિર્ગુણરૂપ હોવાથી કર્ત્તાભોક્તારૂપ જીવ તે બ્રહ્મપણું પામી શકતો નથી. ઇત્યાદિ સંશયવિપ-

---

૧. એમાં ૧૩મી શ્રુતિનો અર્થ છે.

૨. એમાં ૧૪મી શ્રુતિનો અર્થ છે.

ર્યરૂપ [1]**હૃદયગ્રંથીઓ**, કામનાના નાશની સાથે જ્યારે આ શરી-રમાંથી છૂટી જાય છે; અને શ્રીગુરુશાસ્ત્રના અનુગ્રહથી જ્યારે હું સંસારી નથી, મારે વિષે સુખદુઃખ નથી અને હું બ્રહ્મથી વ્યતિરિક્ત નથી, ઇત્યાદિ સ્વસ્વરૂપ પ્રત્યયની સંતતિ ઊઠે છે, ત્યારે અહંકાર અને ચિદાત્માનો તાદાત્મ્યાધ્યાસ[2] ટળી જાય છે. આમ થયું એટલે તરત સૂર્યોદય થતાં જેમ પદાર્થો અંધકારથી જૂદા પડે છે તેમ મર્ત્ય, મરણ-ધર્મથી મૂકાઇ જાય છે અને **અમૃત થાય** છે—બ્રહ્મ જ થાય છે. આ જ સર્વ વેદાન્તશાસ્ત્રનો ઉપદેશ[1] છે.

પુત્ર નચિકેતા! સર્વ અધિકારી પુરુષોએ શ્રીગુરુશાસ્ત્રના ઉપ-દેશથી આ જીવબ્રહ્મનો અભેદ જ જ્ઞાતવ્ય છે. એથી બીજું પર કાંઇ જ્ઞાતવ્ય નથી. જેઓ વેદાન્તવિચારમાં જઇ આત્મસાક્ષાત્કાર કરી શકતા નથી, તેઓને ઉપાસનાથી બ્રહ્મલોકની પ્રાપ્તિ અને કર્મથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. આ બંને પ્રકારની ગતિ શરીરની જે નાડીવડે પમાય છે તે તું સાંભળ.

---

૧. એમાં ૧૫મી શ્રુતિનો અર્થ છે.

૨. સૈનિકોની હારજીતનો આરોપ જેમ રાજામાં આરોપાય છે, તેમ મૂળની અવિદ્યાના પ્રભાવથી અહંકારનું કર્તૃત્વભોક્તૃત્વ આદિ ચિદાભાસમાં આરોપાએલું છે તે તાદાત્મ્યાધ્યાસ કહેવાય છે. આ આરોપ દેહમાં, ચિ-દાભાસમાં અને સાક્ષીમાં એમ ત્રણ સ્થળે થાય છે. પ્રારબ્ધયોગથી જીવ બ્રાહ્મણાદિમાં જન્મે છે. જીવતાં સુધી "હું બ્રાહ્મણ છું અથવા મનુષ્ય છું" એમ સર્વને દેહમાં આત્મપ્રતીતિ છે. કોશના વિવેકથી એ પ્રતીતિ શિથિલ કે નષ્ટ થાય છે. ચિદાભાસની સાથે જ અહંકારની ઉત્પત્તિ છે અને ચિદા-ભાસના લય સાથે અહંકારનો લય છે. જીવનો વિવેક થતાં ચિદાભાસ અને અહંકારની એકતા રૂપ ગ્રંથી નાશ પામે છે. જીવનું સ્વરૂપ સમજાયા પછી પણ જ્યાંસુધી પ્રારબ્ધશેષ છે ત્યાં સુધી શરીરસંબંધ રહે છે, પણ જ્ઞાનનિષ્ઠ બુદ્ધિમાં, હું સંસારી નથી, મારે વિષે સુખદુઃખ નથી, હું બ્રહ્મ જ છું, એવી વૃત્તિઓ ઉદ્ભવે છે. આ ઊઠેલી વૃત્તિઓનો સતત પ્રવાહ ચાલતાં સવ ભ્રાંતિનો નાશ થઇ સર્વ ગ્રંથીના કારણભૂત અવિદ્યા પણ નાશ પામી જાય છે. આત્મા સ્વસ્વરૂપે જ રહે છે. દેહાત્મ્યતા અને આભાસાત્મ્યતા મિથ્યા થઇ જાય છે.

[1]**હૃદયની એક સો એક નાડીઓ છે,** એટલે કે હૃદયદેશમાંથી મુખ્ય એક સો એક નાડીઓ નીકળીને આખા શરીરમાં શાખા ઉપશાખાવાળી થઇને ફેલાએલી છે. **તેઓમાંની એક** સુષુમ્ના નામની નાડી **મૂર્ધા સ્થાનનું** ભેદન **કરીને** ઉપર **ગયેલી છે.** આ નાડી શરીરના સૂર્યમંડળદ્વારા[2] બ્રહ્મરંધ્રસુધી ગએલી છે. જે ઉપાસક પોતાના અંતકાળમાં ચિત્તને વશ રાખી પોતાના પ્રાણને તે સુષુમ્ના નાડીવડે **ઉપર** બ્રહ્મરંધ્રમાં **લઇ જાય છે, તે અમરપણું પામે છે.** અર્થાત્ બ્રહ્મલોકમાં જાય છે. ત્યાંના અભિમાની દેવોની સાથે મળી જાય છે. બ્રહ્માના આયુષ્ય સુધી ત્યાં તે દેવરૂપે રહે છે, અને મહાપ્રલય થતાં બ્રહ્માની સાથે તે પણ બ્રહ્મ થાય છે. જેઓ કેવળ કર્મઠો છે તેઓ પોતપોતાના પુણ્યપાપ કર્મોને અનુસરી સુષુમ્નાથી અન્ય નાડીઓમાં અંતકાળે પ્રવેશ પામીને સંસારચક્રમાં આવે છે. એટલે કે સુષુમ્નાથી **અન્ય નાડીઓ ઉત્ક્રમણમાં–ફરી** ફરીને જન્મમરણમાં નિમિત્ત **થાય છે.** હે **નચિકેતા!** આમ હોવાથી કોઇ પણ અધિકારી પુરુષોએ આ મનુષ્યશરીરથી જ આત્મસાક્ષાત્કાર કરી લેવો જોઇએ.

પ્રિય શિષ્ય **નચિકેતા!** અત્યાર સુધીમાં તને આત્મા સંબંધી જે જે કહેવાયું છે તે સર્વના સારમાં એ જ મુખ્ય છે, કે નિર્વિકારી સતો [3] **અંગુષ્ઠમાત્ર** પરિમાણવાળો **પુરુષ,** સર્વ **જનોના હૃદયકમળમાં પેઠેલો અંતરાત્મા છે**—પ્રત્યેક જીવરૂપે છે. સર્વ રૂપે છે. પોતામાં જ છે. આત્મદર્શન કાંઇ અન્ય સ્થળે કરવા જવું પડે તેમ નથી. પોતે પોતાને જ જોવું. પોતાને જોવું એટલે જિજ્ઞાસુએ શરીરાદિમાં આત્મબુદ્ધિ છે તેનો વિવેક કરવો. જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાના સંબંધવાળા આ શરીરમાં અન્નમયાદિક પંચ કોશ છે.

---

૧ એમાં ૧૬મી શ્રુતિનો અર્થ છે. ૨ મનુષ્યના નાભિકમળ પાસે એક માંસપિંડ છે એ કંદ કહેવાય છે. ત્યાં સૂર્યનું સ્થાન છે. સાધારણ લોકો પેચુટી કહે છે તે એ છે. ત્યાં આગળ થઇને સુષુમ્ણા બરડાભણીને માર્ગેથી બ્રહ્મરંધ્ર સુધી ગએલી છે. એ સુષુમ્ણા યોગીઓનો મોક્ષમાર્ગ છે.

૩ એમાં ૧૭મી શ્રુતિનો અર્થ છે.

અને તે પંચ કોશમાં આત્મા અખંડપણે અનુસ્યૂત[1] છે. જેમ મુંઝનામના ઘાસમાંથો ઉપયોગમાં આવે એવો તેનો અંદરનો નરમ પીલો ખેંચી કાઢવામાં આવે છે, તેમ વિવેકયુકત સુદ્ધ મન કરી સર્વ સંશયવિપર્યયને છોડી દઇ અતિ ધૈર્યવડે તે આત્માને પોતાના શરીરથી પૃથક્ કરવો. એમ વિવેક કરતાં જે નિરૂપાધિક શુદ્ધ સ્વરૂપ અનુભવાય તેને જ શુદ્ધ બ્રહ્મ જાણવું. હે શિષ્ય! તેને જ શુદ્ધ બ્રહ્મ જાણવું.

એટલું બોલી ભગવાન્ યમરાજા જાણે કૃતાર્થ થયા હોય તેમ સ્તંભી શિષ્ય નચિકેતાને પૂર્ણપ્રેમથી દેવદૃષ્ટિવડે જોવા લાગ્યા. પોતાના પ્રાણનો તેમણે બાહ્યકુંભક કર્યો. તેમાં નચિકેતા નાહ્યો અને આત્મ-રસમાં રંગાયો. આનંદપૂર્ણ થઈ ભગવાન્ યમરાજાના પ્રાણનો પૂરક થયો તેમાં તે બે હાથ જોડી આ પ્રમાણે બોલ્યો.—

પરબ્રહ્મરૂપ શ્રીસદ્ગુરુ ધન્ય છે! બ્રહ્મ વિદ્યા ધન્ય છે!! સ્વસ્વરૂ-પને અનુભવતો હું ધન્ય છું! મારો જન્મ ધન્ય છે! મારા પિતા ઉદ્દાલક ધન્ય છે!! મારે શ્રીસદ્ગુરુ પરમાત્માના ચરણમાં આવવાના નિમિત્તરૂપ તેમનો યજ્ઞ ધન્ય છે!! સર્વ ઋષિમંડળને ધન્ય છે જેથી હું કૃતકૃત્ય થયો!! મારે સર્વ પામવાનું હતું તે હું પામ્યો! હું પૂર્ણ છું! શ્રીસદ્ગુરુ પૂર્ણ છે!! બ્રહ્મ પૂર્ણ છે!! સર્વ પૂર્ણ છે!! એક રસ છે!! ગદ્ગદિત કંઠથી આમ બોલતો બોલતો આનંદની વૃષ્ટિરૂપે ગળી જતો નચિકેતા, સ્વદેહે જ જાણે બ્રહ્મરૂપમાં મળી જતો હોય તેમ શ્રીગુરુના ચરણમાં મળી[2] ગયો. ત્યાં મોટો પ્રકાશ થયો અને તેનો એક દરોડો થઈ મર્ત્યભૂમિપ્રતિ દોડયો. પ્રારબ્ધ શેષ ભોગવવાને, જેવી રીતે તે આવ્યો હતો તેવી જ રીતે તે પાછો ગયો. ભગવાન્ નારદમુનિના

---

૧ પરોવાએલો.

૨ આપુષ્પની ૧૪મી શ્રુતિ જુઓ.

યમનને અવલંબી રહેલા પિતા આદિ સર્વે ઋષિમંડળને તે પ્રત્યક્ષ થયો.

વાંચનાર! અહીં ભગવાન્ યમરાજા અને મહાત્મા નચિકેતાનો સંવાદ પૂરો થાયછે. પૂર્વે કઠ નામના મહામુનિ પાસે તેમના ત્રૈણિક[1] શિષ્યોએ "એ બ્રહ્મવિદ્યાનો પ્રકાશ કરનારી કોઇ આખ્યાયિકા અમને કૃપા કરી સાંભળાવો" એવી પ્રાર્થના કરી હતી ત્યારે તેમની પાસે તેમણે યોગ-સમાધિથી આ આખ્યાયિકાનું જ્ઞાન મેળવીને અથથી તે ઇતિસુધી કહી સંભળાવી હતી. વળી પણ મહામુનિ કઠે પોતાના શિષ્યોને કહ્યું કે હે શિષ્યો! ભગવાન્ વૈવસ્વત મનુએ—[2]મૃત્યુએ કહેલી યોગવિધિ-રૂપ સર્વ સાધનોને અને આ બ્રહ્મવિદ્યાને નચિકેતા પામીને બ્રહ્મરૂપ-શ્રીસદ્‌ગુરૂનું સ્વરૂપ પામ્યો. નિમિત્ત પ્રારબ્ધ શેષ ભોગવવા પાછો પિતાના આશ્રમ પ્રતિ ગયો. ત્યાં જઇ સર્વથી પૂજાયો, સર્વમાં આનંદરૂપ થયો, વિરાજ થયો —ધર્માધર્મસંસ્કારથી મુક્ત થયો, જીવ--મુક્ત સુખ પામી આવિદ્યક કામરૂપ મૃત્યુથી મુક્ત થયો, વિદેહમુક્તિની સાથે જ બ્રહ્મપ્રાપ્ત—મુક્ત થયો, હે શિષ્યો! મહાત્મા નચિકેતાની પેઠે જ જે અન્ય અધિકારી, સર્વ અધિકાર મેળવી શ્રીગુરૂસુશ્રૂષામાં તત્પર થઇ અધ્યાત્મવિદ્યામાં નિદિધ્યાસન કરે છે, તે અધિકારી પ્રત્યગ્રૂપ આત્માને પામે છે, અને અમર થાય છે; માટે સર્વે અધિકારી-ઓએ અવશ્ય આત્મસાક્ષાત્કાર કરવો જોઇએ.

---

૧ દ્વિજ અધિકારીઓ.

૨ એમાં ૧૮ શ્રૂતિનો અર્થ આવેછે.

હે શિષ્યો ! ઇંદ્રાદિક[1] દેવો પણ પૂર્વે બ્રહ્મસાક્ષાત્કાર કરી શક્યા ન હોતા. ભગવાન્ યમરાજાએ પણ મહાત્મા નચિકેતાની ત્રીજા વરની યાચના વખતે જણાવ્યું છે કે "અહીં—આત્મ સ્વરૂપમાં દેવો-એ પણ શંકા કરાએલી છે." મહાત્મા નચિકેતાના દૃઢતમ નિશ્ચયથી અને પૂર્ણાધિકાર—પરાયણતાથી ભગવાન્ યમરાજાએ તેને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો છે. બ્રહ્મવિદ્યાના વક્તા "શ્રીગુરુદેવ અને શ્રોતા અતિ દુર્લભ છે." બ્રહ્મવિદ્યાના વક્તાની અકુશલતા અને શ્રોતાની કિંચિત્ પણ અયોગ્યતા હોય છે, તો તેઓના કથનશ્રવણમાં અને અનુભવમાં ઇંદ્રાદિ દેવો નાનાપ્રકારનાં વિઘ્ન કરે છે. આપણે મનુષ્યો જેમ પોતાના સુખને અર્થે પશ્વાદિની મેહેનતમાંથી ફળ ચોરી લઇએ છીએ, તેમ દેવો પણ પોતે સિદ્ધિઓના ભોક્તા કે દાસ હોવાથી આપણાં દૈવી કર્મો ચોરી લે છે. દેવઋણ જો આપણે આપી શક્યા ન હોઇએ, તો દેવો પોતાનો ભાગ એ રીતે મેળવી લે છે. જ્ઞાનકોટીમાં આવતાં પહેલાં કર્મ અને ઉપાસનામાં જોડાવાનો આ જ હેતુ છે. અધિકારીઓની આ વિષયક ન્યૂનતા પૂર્ણ કરવાના રહસ્યને લઇને જ સાંપ્રદાયિકોમાં શાંતિપાઠ કરવાનો ઉપદેશ છે. હે શિષ્યો ! અમે અને તમે સૌ ધર્મા-ધર્મ સંસ્કાર નિમિત્ત શરીરધારી થયા છીએ. આપણે સર્વ અપૂર્ણ છીએ. આપણાં જ્ઞાનપ્રાપ્તિમાં આવતાં વિઘ્નની નિવૃત્તિને માટે બ્રહ્મ સર્વત્ર સાન્નિધ્ય છે એમ સમજી આપણે સઘળા તેમની પાસે આ પ્રમાણે માગો ! !

વાંચનાર ! મહામુનિ કઠના આ ઉપદેશમાં હું અને તું પણ તેમના શિષ્યવૃંદમાં માનસિક ભાવથી જોડાઇએ ! !

---

૧. જુઓ કેનોપનિષત્નો ત્રીજો ખંડ.

### રાગ ધનાશ્રી.

શાંતિ સકળ જગદીશ, હોજો ! ! શાન્તિ સકળ જગદીશ.
હોજો શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!! કહીએ નામી શીશ. ટેક
વિદ્યાસ્વરૂપપ્રકાશપણાથી, પાળો પ્રભુ ! ગુરુ શિષ્ય. હોજો. ૧
તત્ફલકેરા પ્રકાશવડે પણ રક્ષો અમને ઈશ ! હોજો. ૨
અમ અધિકારીનું વિદ્યાકૃત, વીર્ય વધારો ધીશ ! હોજો. ૩
શિષ્યગુરુનું ભણ્યું ભણાવ્યું, શુભ હો ! અને અરીશ ! હોજો. ૪

## પુષ્પ ૩ જું સમાપ્ત.

## ગુચ્છ ૨ જો સમાપ્ત.



---

૧. વિદ્યાનો પ્રકાશ ગુરુશિષ્યના સંબંધથી જ થાય છે, માટે ગુરુશિષ્યને રક્ષણ કરો એમ માગ્યું છે.

૨. પ્રકાશ થતાં માણસ અંજાઇ જાય છે. વિદ્યાનો પ્રકાશ થઇ તેનું ફળ ભોગવવામાં અમે ગુરૂશિષ્ય અંજાઈ ન જઈએ એટલા માટે હે ઈશ્વર ! એ વિદ્યાનું ફળ ભોગવવામાં પણ અમારૂં રક્ષણ કરો.

૩ બ્રહ્મવિદ્યાના સ્વામી એવા ઇશ્વર, વિદ્યાના વકતા શ્રોતા રૂપ અમને અધિકારીને–શ્રીગુરુશિષ્યને તે વિદ્યાનું સામર્થ્ય આપો.

૪ શ્રીગુરુએ જે ભણાવ્યું અને શિષ્યે જે ભણ્યું તે શુભ થાઓ ! તેજસ્વી થાઓ ! અથવા અધિકારી એવા શ્રીગુરુ શિષ્યનું ભણ્યું ભણાવ્યું સાર્થક થાઓ !! ભણાવનાર આચાર્યના અથવા શિષ્યના પ્રમાદજન્ય દોષવડે કોઇ એક બીજા પરસ્પર દ્વેષ ન પામો ! અરીશ થાઓ ! સર્વ રીતે શાન્તિ થાઓ.

એમાં શાંતિપાઠ રૂપ ૧૯મો શ્રુતિનો અર્થ છે.

### રાગ ધનાશ્રી.

શાંતિ સકળ જગદીશ, હોજો ! ! શાન્તિ સકળ જગદીશ.
હોજો શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!! કહીએ નામી શીશ. ટેક
[1]વિદ્યાસ્વરૂપપ્રકાશપણાથી, પાળો પ્રભુ ! ગુરુ શિષ્ય. હોજો. ૧
[2]તત્ફલકેરા પ્રકાશવડે પણ રક્ષો અમને ઈશ ! હોજો. ૨
[3]અમ અધિકારીનું વિદ્યાકૃત, વીર્ય વધારો ધીશ ! હોજો. ૩
[4]શિષ્યગુરુનું ભણ્યું ભણાવ્યું, શુભ હો ! અને અરીશ ! હોજો. ૪

## પુષ્પ ૩ જું સમાપ્ત.

## ગુચ્છ ૨ જો સમાપ્ત.



---

૧. વિદ્યાનો પ્રકાશ ગુરુશિષ્યના સંબંધથી જ થાય છે, માટે ગુરુશિષ્યને રક્ષણ કરો એમ માગ્યું છે.

૨. પ્રકાશ થતાં માણસ અંજાઇ જાય છે. વિદ્યાનો પ્રકાશ થઇ તેનું ફળ ભોગવવામાં અમે ગુરૂશિષ્ય અંજાઈ ન જઇએ એટલા માટે હે ઈશ્વર ! એ વિદ્યાનું ફળ ભોગવવામાં પણ અમારૂ રક્ષણ કરો.

૩ બ્રહ્મવિદ્યાના સ્વામી એવા ઇશ્વર, વિદ્યાના વક્તા શ્રોતા રૂપ અમને અધિકારીને–શ્રીગુરુશિષ્યને તે વિદ્યાનું સામર્થ્ય આપો.

૪ શ્રીગુરુએ જે ભણાવ્યું અને શિષ્યે જે ભણ્યું તે શુભ થાઓ ! તેજસ્વી થાઓ ! અથવા અધિકારી એવા શ્રીગુરુ શિષ્યનું ભણ્યું ભણાવ્યું સાર્થક થાઓ !! ભણાવનાર આચાર્યના અથવા શિષ્યના પ્રમાદજન્ય દોષવડે કોઇ એક બીજા પરસ્પર દ્વેષ ન પામો ! અરીશ થાઓ ! સર્વ રીતે શાન્તિ થાઓ.

એમાં શાંતિપાઠ રૂપ ૧૯મો શ્રુતિનો અર્થ છે.

॥ ॐ तत्सद्ब्रह्मणे नमः ॥

# श्रीकाठकोपनिषत्

ॐ सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै । तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ॐ उशन्ह वै वाजश्रवसः सर्ववेदसं ददौ । तस्य ह नचिकेता नाम पुत्र आस ॥ १ ॥

तꣳ ह कुमारꣳ सन्तं दक्षिणासु नीयमानासु श्रद्धाऽऽविवेश सोऽमन्यत ॥ २ ॥

पीतोदका जग्धतृणा दुग्धदोहा निरिंद्रियाः । अनन्दा नाम ते लोकास्तान्स गच्छति ता ददत् ॥ ॥ ३ ॥

स होवाच पितरं तत कस्मै मां दास्यसीति । द्वितीयं तृतीयं तꣳ होवाच मृत्यवे त्वा ददामीति ॥ ॥ ४ ॥

बहूनामेमि प्रथमो बहूनामेमि मध्यमः ।
किंस्विद्यमस्य कर्तव्यं यन्मयाद्य करि-
ष्यति[1] ॥ ॥ ५ ॥

अनुपश्य यथा पूर्वे प्रतिपश्य तथापरे ।
सस्यमिव मर्त्यः पच्यते सस्यमिवाजायते
पुनः ॥ ॥ ६ ॥

वैश्वानरः प्रविशत्यतिथिर्ब्राह्मणो गृहान् ।
तस्यैताꣳ शान्तिं कुर्वन्ति हर वैवस्वतो-
दकम् ॥ ॥ ७ ॥

आशाप्रतीक्षे संगतꣳ सूनृतां चेष्टापूर्ते पुत्र-
पशूꣳश्च सर्वान् । एतद्वृङ्क्ते पुरुषस्याल्प-
मेधसो यस्यानश्नन्वसति ब्राह्मणो गृहे ॥ ८ ॥
तिस्रो रात्रीर्यदवात्सीर्गृहे मेऽनश्नन्ब्रह्मन्न-
तिथिर्नमस्यः । नमस्तेऽस्तु ब्रह्मन्स्वस्ति मे-
ऽस्तु तस्मात्प्रति त्रीन्वरान्वृणीष्व ॥ ९ ॥
शान्तसंकल्पः सुमना यथा स्याद्वीतमन्यु-
र्गौतमो माभि मृत्यो । त्वत्प्रसृष्टं माभिवदे-

---

१. ष्यतीति એવો પણ પાઠ છે.

प्रतीत एतत्त्रयाणां प्रथमं वरं वृणे ॥ १० ॥

यथा पुरस्ताद्भविता प्रतीत औद्दालकिरारु-
णिर्मत्प्रसृष्टः । सुखꣳ रात्रीः शयिता वीत-
मन्युस्त्वां ददृशिवान्मृत्युमुखात्प्रमुक्तम् ॥
॥ ११ ॥

स्वर्गे लोके न भयं किं च नास्ति न तत्र त्वं
न जरया बिभेति । उभे तीर्त्वाशनायापि-
पासे शोकातिगो मोदते स्वर्गलोके ॥ १२ ॥

स त्वमग्निꣳ स्वर्ग्यमध्येषि मृत्यो प्रब्रूहि त्वꣳ
श्रद्दधानाय मह्यम् । स्वर्गलोका अमृतत्वं
भजन्त एतद्द्वितीयेन वृणे वरेण ॥ १३ ॥

प्र ते ब्रवीमि तदु मे निबोध स्वर्ग्यमग्निं
नचिकेतः प्रजानन् । अनन्तलोकाप्तिमथो
प्रतिष्ठां विद्धि त्वमेतं निहितं गुहायाम् ॥
॥ १४ ॥

लोकादिमग्निं तमुवाच तस्मै या इष्टका
यावतीर्वा यथा वा । स चापि तत्प्रत्यवद-
द्यथोक्तमथास्य मृत्युः पुनरेवाह तुष्टः ॥ १५ ॥

बहूनामेमि प्रथमो बहूनामेमि मध्यमः ।
किꣳ स्विद्यमस्य कर्तव्यं यन्मयाद्य करि-
ष्यति[1] ॥ ॥ ५ ॥

अनुपश्य यथा पूर्वे प्रतिपश्य तथापरे ।
सस्यमिव मर्त्यः पच्यते सस्यमिवाजायते
पुनः ॥ ॥ ६ ॥

वैश्वानरः प्रविशत्यतिथिर्ब्राह्मणो गृहान् ।
तस्यैताꣳ शान्तिं कुर्वन्ति हर वैवस्वतो-
दकम् ॥ ॥ ७ ॥

आशाप्रतीक्षे संगतꣳ सूनृतां चेष्टापूर्ते पुत्र-
पशूꣳश्च सर्वान् । एतद्वृङ्क्ते पुरुषस्याल्प-
मेधसो यस्यानश्नन्वसति ब्राह्मणो गृहे ॥ ८ ॥
तिस्रो रात्रीर्यदवात्सीर्गृहे मेऽनश्नन्ब्रह्मन्न-
तिथिर्नमस्यः । नमस्तेऽस्तु ब्रह्मन्स्वस्ति मे-
ऽस्तु तस्मात्प्रति त्रीन्वरान्वृणीष्व ॥ ९ ॥

शान्तसंकल्पः सुमना यथा स्याद्वीतमन्यु-
र्गौतमो माभि मृत्यो । त्वत्प्रसृष्टं माभिवदे-

१. ष्यतीति એવો પણ પાઠ છે.

प्रतीत एतत्त्रयाणां प्रथमं वरं वृणे ॥ १० ॥

यथा पुरस्ताद्भविता प्रतीत औद्दालकिरारुणिर्मत्प्रसृष्टः । सुखꣳ रात्रीः शयिता वीतमन्युस्त्वां ददृशिवान्मृत्युमुखात्प्रमुक्तम् ॥
॥ ११ ॥

स्वर्गे लोके न भयं किंच नास्ति न तत्र त्वं न जरया बिभेति । उभे तीर्त्वाशनायापिपासे शोकातिगो मोदते स्वर्गलोके ॥१२॥

स त्वमग्निꣳ स्वर्गमध्येषि मृत्यो प्रब्रूहि त्वꣳ श्रद्दधानाय मह्यम् । स्वर्गलोका अमृतत्वं भजन्त एतद्द्वितीयेन वृणे वरेण ॥ १३ ॥

प्र ते ब्रवीमि तदु मे निबोध स्वर्ग्यमग्निं नचिकेतः प्रजानन् । अनन्तलोकाप्तिमथो प्रतिष्ठां विद्धि त्वमेतं निहितं गुहायाम् ॥
॥ १४ ॥

लोकादिमग्निं तमुवाच तस्मै या इष्टका यावतीर्वा यथा वा । स चापि तत्प्रत्यवदद्यथोक्तमथास्य मृत्युः पुनरेवाह तुष्टः॥१५॥

तमब्रवीत्प्रीयमाणो महात्मा वरं तवेहाद्य
ददामि भूयः । तवैव नाम्ना भवितायमग्निः
सृङ्कां चेमामनेकरूपां गृहाण ॥ १६ ॥

त्रिणाचिकेतस्त्रिभिरेत्य संधिं त्रिकर्मकृत्तरति
जन्ममृत्यू । ब्रह्मजज्ञं देवमीड्यं विदित्वा
निचाय्य माꣳ शान्तिमत्यंतमेति ॥ १७ ॥

त्रिणाचिकेतस्त्रयमेतद्विदित्वा य एवं विद्वाꣳ
श्चिनुते नाचिकेतम् । स मृत्युपाशान्पुरतः
प्रणोद्य शोकातिगो मोदते स्वर्गलोके ॥ १८ ॥

एष तेऽग्निर्नचिकेतः स्वर्ग्यो यमवृणीथा द्वि-
तीयेन वरेण । एतमग्निं तवैव प्रवक्ष्यन्ति
जनासस्तृतीयं वरं नचिकेतो वृणीष्व ॥ १९ ॥

येयं प्रेते विचिकित्सा मनुष्येऽस्तीत्येके ना-
यमस्तीति चैके । एतद्विद्यामनुशिष्टस्त्वयाऽहं
वराणामेष वरस्तृतीयः ॥ ॥ २० ॥

देवैरत्रापि विचिकित्सितं पुरा न हि सुज्ञेय-
मणुरेष धर्मः । अन्यं वरं नचिकेतो वृणी-
ष्व मा मोपरोत्सीरति मा सृजैनम् ॥ २१ ॥

देवैरत्रापि विचिकित्सितं किल त्वं च मृत्यो
यन्न सुज्ञेयमात्थ । वक्ता चास्य त्वादृगन्यो
न लभ्यो नान्यो वरस्तुल्य एतस्य कश्चित्
॥ २२ ॥

शतायुषः पुत्रपौत्रान् वृणीष्व बहून्पशून्ह-
स्तिहिरण्यमश्वान् । भूमेर्महदायतनं वृणीष्व
स्वयं च जीव शरदो यावदिच्छसि ॥ २३ ॥

एतत्तुल्यं यदि मन्यसे वरं वृणीष्व वित्तं
चिरजीविकां च । महाभूमौ नचिकेतस्त्व-
मेधि कामानां त्वा कामभाजं करोमि ॥२४॥

ये ये कामा दुर्लभा मर्त्यलोके सर्वान्कामाꣳ
श्छंदतः प्रार्थयस्व । इमा रामाः सरथाः
सतूर्या नहीदृशा लंभनीया मनुष्यैः । आ-
भिर्मत्प्रत्ताभिः परिचारयस्व नचिकेतो मरणं
मानुप्राक्षीः ॥ ॥ २५ ॥

श्वोभावा मर्त्यस्य यदन्तकैतत्सर्वेंद्रियाणां
जरयंति तेजः । अपि सर्वं जीवितमल्पमेव
तवैव वाहास्तव नृत्यगीते ॥ ॥ २६ ॥

न वित्तेन तर्पणीयो मनुष्यो लप्स्यामहे वित्तमद्राक्ष्म चेत्त्वा[1]। जीविष्यामो यावदीशिष्यसि त्वं वरस्तु मे वरणीयः स एव ॥
॥ २७ ॥

अजीर्यताममृतानामुपेत्य जीर्यन्मर्त्यः क्वधःस्थः प्रजानन्। अभिध्यायन्वर्णरतिप्रमोदानतिदीर्घे जीविते को रमेत ॥ ॥ २८ ॥

यस्मिन्निदं विचिकित्सन्ति मृत्यो यत्साम्पराये महति ब्रूहि नस्तत्। योऽयं वरो गूढमनुप्रविष्टो नान्यं तस्मान्नचिकेता वृणीते ॥
॥ २९ ॥

इति प्रथमा वल्ली.



अन्यच्छ्रेयोऽन्यदुतैव प्रेयस्ते उभे नानार्थे पुरुषꣳ सिनीतः। तयोः श्रेय आददानस्य साधुभवति हीयतेऽर्थाद्य उ प्रेयो वृणीते ॥
॥ १ ॥

श्रेयश्च प्रेयश्च मनुष्यमेतस्तौ संपरीत्य विविनक्ति धीरः। श्रेयो हि धीरोऽभिप्रेयसो

१. त्वाँ એવો પણ પાઠ છે.

वृणीते प्रेयो मन्दो योगक्षेमाद् वृणीते ॥
॥ २ ॥

स त्वं प्रियान् प्रियरूपाꣳश्च कामानभिध्या-
यन्नचिकेतोऽत्यस्राक्षीः । नैताꣳ सृंकां वित्त-
मयीमवाप्तो यस्यां मज्जन्ति बहवो मनुष्याः॥
॥ ३ ॥

दूरमेते विपरीते विषूची अविद्या या च
विद्येति ज्ञाता । विद्याभीप्सिनं नचिकेतसं
मन्ये न त्वा कामा बहवोऽलोलुपन्त ॥ ४ ॥

अविद्यायामन्तरे वर्त्तमानाः स्वयं धीराः पं-
डितं मन्यमानाः । दंद्रम्यमाणाः परियन्ति
मूढा अन्धेनैव नीयमाना यथान्धाः ॥ ५ ॥

न सांपरायः प्रतिभाति बालं प्रमाद्यन्तं
वित्तमोहेन मूढं । अयं लोको नास्ति पर
इति मानी पुनः पुनर्वशमापद्यते मे ॥ ६ ॥

श्रवणायापि बहुभिर्यो न लभ्यः शृण्वन्तोऽ-
पि बहवो यन्न विद्युः । आश्चर्यो वक्ता कु-
शलोऽस्य लब्धाश्चर्यो ज्ञाता कुशलानुशिष्टः ॥
॥ ७ ॥

न नरेणावरेण प्रोक्त एष सुविज्ञेयो बहुधा चिन्त्यमानः । अनन्यप्रोक्ते गतिरत्र नास्त्यणीयान् ह्यतर्क्यमणुप्रमाणात् ॥ ॥ ८ ॥

नैषा तर्केण मतिरापनेया प्रोक्तान्येनैव सुज्ञानाय प्रेष्ठ । यान्त्वमापः सत्यधृतिर्बतासि त्वादृङ्नो भूयान्नचिकेतः प्रष्टा ॥ ९ ॥

जानाम्यहꣳ शेवधिरित्यनित्यं न ह्यध्रुवैः प्राप्यते हि ध्रुवं तत् । ततो मया नाचिकेतश्चितोऽग्निरनित्यैर्द्रव्यैः प्राप्तवानस्मि नित्यम् ।
॥ १० ॥

कामस्याप्तिं जगतः प्रतिष्ठां क्रतोरनन्त्यमभयस्य पारं । स्तोममहदुरुगायं प्रतिष्ठां दृष्ट्वा धृत्या धीरो नचिकेतोऽत्यस्राक्षीः ॥ ११ ॥

तं दुर्दर्शं गूढमनुप्रविष्टं गुहाहितं गह्वरेष्ठं पुराणं । अध्यात्मयोगाधिगमेन देवं मत्वा धीरो हर्षशोकौ जहाति ॥ ॥ १२ ॥

एतच्छ्रुत्वा संपरिगृह्य मर्त्यः प्रवृह्य धर्म्यमणुमेतमाप्य । स मोदते मोदनीयꣳ हि लब्ध्वा विवृतꣳ सद्म नचिकेतसं मन्ये ॥ १३ ॥

अन्यत्र धर्मादन्यत्राधर्मादन्यत्रास्मात्कृताकृ-
तात् । अन्यत्र भूताच्च भव्याच्च यत्तत्पश्य-
सि तद्वद ॥ ॥ १४ ॥

सर्वे वेदा यत्पदमामनन्ति तपांꣳसि सर्वा-
णि च यद्वदन्ति । यदिच्छन्तो ब्रह्मचर्यं चर-
न्ति तत्ते पदं संग्रहेण ब्रवीम्योमित्येतत् ॥
॥ १५ ॥

एतद्ध्येवाक्षरं ब्रह्म एतद्ध्येवाक्षरं परम् ।
एतद्ध्येवाक्षरं ज्ञात्वा यो यदिच्छति तस्य तत्
॥ १६ ॥

एतदालंबनꣳ श्रेष्ठमेतदालंबनं परम् ।
एतदालंबनं ज्ञात्वा ब्रह्मलोके महीयते ॥१७॥

न जायते म्रियते वा विपश्चिन्नायं कुतश्चि-
न्न बभूव कश्चित् । अजो नित्यः शाश्वतोऽ-
यं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥ १८ ॥

हन्ता चेन्मन्यते हन्तुꣳ हतश्चेन्मन्यते हतं ।
उभौ तौ न विजानीतो नायꣳ हन्ति न
हन्यते ॥ ॥ १९ ॥

अणोरणीयान्महतो महीयानात्मास्य ज-
न्तोर्निहितो गुहायाम् । तमक्रतुः पश्यति
वीतशोको धातुप्रसादान्महिमानमात्मनः ॥
॥ २० ॥

आसीनो दूरं व्रजति शयानो याति सर्वतः ।
कस्तं मदामदं देवं मदन्यो ज्ञातुमर्हति ॥
॥ २१ ॥

अशरीरꣳ शरीरेष्वनवस्थेष्ववस्थितम् ।
महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति॥
॥ २२ ॥

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया
न बहुना श्रुतेन । यमेवैष वृणुते तेन लभ्य-
स्तस्यैष आत्मा वृणुते तनूꣳ स्वां ॥ २३ ॥
नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहितः ।
नाशान्तमानसो वापि प्रज्ञानेनैनमाप्नुयात् ॥
॥ २४ ॥

यस्य ब्रह्म च क्षत्रं च उभे भवत ओदनः ।
मृत्युर्यस्योपसेचनं क इत्था वेद यत्र सः ॥
॥ २५ ॥

इति द्वितीया वल्ली.

ऋतं पिबन्तौ सुकृतस्य लोके गुहां प्रविष्टौ परमे परार्धे। छायातपौ ब्रह्मविदो वदन्ति पञ्चाग्नयो ये च त्रिणाचिकेताः॥ ॥ १ ॥

यः सेतुरीजानानामक्षरं ब्रह्म यत्परम्। अभयं तितीर्षतां पारं नाचिकेतꣳ शकेमहि॥
॥ २ ॥

आत्मानꣳ रथिनं विद्धि शरीरꣳ रथमेव तु।
बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च॥
॥ ३ ॥

इंद्रियाणि हयानाहुर्विषयाꣳस्तेषु गोचरान्।
आत्मेंद्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः॥
॥ ४ ॥

यस्त्वविज्ञानवान्भवत्ययुक्तेन मनसा सदा।
तस्येंद्रियाण्यवश्यानि दुष्टाश्वा इव सारथेः॥
॥ ५ ॥

यस्तु विज्ञानवान्भवति युक्तेन मनसा सदा।
तस्येंद्रियाणि वश्यानि सदश्वा इव सारथेः॥
॥ ६ ॥

यस्त्वविज्ञानवान्भवत्यमनस्कः सदाशुचिः ।
न स तत्पदमाप्नोति संसारं चाधिगच्छति ॥
॥ ७ ॥

यस्तु विज्ञानवान्भवति समनस्कः सदा
शुचिः । स तु तत्पदमाप्नोति यस्माद्भूयो न
जायते ॥ ॥ ८ ॥

विज्ञानसारथिर्यस्तु मनः प्रग्रहवान्नरः ।
सोऽध्वनः पारमाप्नोति तद्विष्णोः परमं पदं ॥
॥ ९ ॥

इंद्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः ।
मनसस्तु परा बुद्धिर्बुद्धेरात्मा महान्परः ॥
॥ १० ॥

महतः परमव्यक्तमव्यक्तात्पुरुष परः ।
पुरुषान्नपरं किञ्चित् सा काष्ठा सा परा
गतिः ॥ ॥ ११ ॥

एष सर्वेषु भूतेषु गूढोऽत्मा न प्रकाशते ।
दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मद-
र्शिभिः ॥ ॥ १२ ॥

यच्छेद्वाङ्मनसी प्राज्ञस्तद्यच्छेज्ज्ञान आत्म-

नि । ज्ञानमात्मनि महति नियच्छेत्तद्यच्छे-
च्छान्त आत्मनि ॥ ॥ १३ ॥

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत । क्षुर-
स्य धारा निशिता दुरत्यया दुर्गं पथस्तत्क-
वयो वदन्ति ॥ ॥ १४ ॥

अशब्दमस्पर्शमरूपमव्ययं तथाऽरसं नित्यम-
गंधवच्च यत् । अनाद्यनन्तं महतः परं ध्रुवं
निचाय्य तन्मृत्युमुखात्प्रमुच्यते ॥ १५ ॥

नाचिकेतमुपाख्यानं मृत्युप्रोक्तꣳ सनातनम् ।
उक्त्वा श्रुत्वा च मेधावी ब्रह्मलोके महीयते ॥
॥ १६ ॥

य इमं परमं गुह्यं श्रावयेद्ब्रह्मसंसदि ।
प्रयतः श्राद्धकाले वा तदानन्त्याय कल्पते ॥
तदा नन्त्याय कल्पते ॥ ॥ १७ ॥

इति तृतीया वल्ली:

॥ इति प्रथमोऽध्यायः समाप्तः ॥

पराञ्चि खानि व्यतृणत्स्वयंभूस्तस्मात्पराङ्
पश्यति नान्तरात्मन् । कश्चिद्धीरः प्रत्यगा-
त्मानमैक्षदावृत्तचक्षुरमृतत्त्वमिच्छन् ॥ १ ॥

पराचः कामाननुयन्ति बालास्ते मृत्योर्यन्ति
विततस्य पाशं । अथ धीरा अमृतत्वं वि-
दित्वा ध्रुवमध्रुवेष्विह न प्रार्थयन्ते ॥ २ ॥

येन रूपं रसं गंधं शब्दान्स्पर्शांश्च मैथुनान् ।
एतेनैव विजानाति किमत्र परिशिष्यते ।
एतद्वैतत् ॥ ॥ ३ ॥

स्वप्नांतं जागरितान्तं चोभौ येनानुपश्याति ।
महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोच-
ति ॥ ॥ ४ ॥

य इमं मध्वदं वेद आत्मानं जीवमंतिकात् ।
ईशान भूतभव्यस्य न ततो विजुगुप्सते ।
एतद्वैतत् ॥ ॥ ५ ॥

यः पूर्वं तपसोजातमद्भ्यः पूर्वमजायत । गुहां
प्रविश्य तिष्ठन्तं या भूतेभिर्व्यपश्यत । ए-
तद्वैतत् ॥ ॥ ६ ॥

या प्राणेन संभवत्यदितिर्देवतामयी । गुहां प्रविश्य तिष्ठन्तीं या भूतेभिर्व्यजायत । एतद्वैतत् ॥ ॥ ७ ॥

अरण्योर्निहितो जातवेदा गर्भ इव सुभृतो गर्भिणीभिः । दिवे दिव ईड्यो जागृवद्भिर्हविष्मद्भिर्मनुष्येभिरग्निः । एतद्वैतत् ॥ ८ ॥

यतश्चोदेति सूर्योऽस्तं यत्र च गच्छति । तं देवाः सर्वे अर्पितास्तदु नात्येति कश्चन । एतद्वैतत् ॥ ॥ ९ ॥

यदेवेह तदमुत्र यदमुत्र तदन्विह । मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥ ॥ १० ॥

मनसैवेदमाप्तव्यं नेह नानास्ति किंचन । मृत्योः स मृत्युं गच्छति य इह नानेव पश्यति ॥ ॥ ११ ॥

अंगुष्ठमात्रः पुरुषो मध्य आत्मनि तिष्ठति । ईशानो भूतभव्यस्य न ततो विजुगुप्सते । एतद्वैतत् ॥ ॥ १२ ॥

अंगुष्ठमात्रः पुरुषो ज्योतिरिवाधूमकः । ई-

शानो भूतभव्यस्य स एवाद्य स उ श्वः ।
एतद्वैतत् ॥ ॥ १३ ॥
यथोदकं दुर्गे वृष्टं पर्वतेषु विधावति । एवं
धर्मान्पृथक् पश्यंस्तानेवानुविधावति ॥१४॥
यथोदकं शुद्धे शुद्धमासिक्तं तादृगेव भवति ।
एवं मुनेर्विजानत आत्मा भवति गौतम ॥
॥ १५ ॥

॥ इति द्वितीयाध्याये प्रथमा वल्ली ॥

॥ इति चतुर्थी वल्ली समाप्ता ॥

---

पुरमेकादशद्वारमजस्यावक्रचेतसः । अनु-
ष्ठाय न शोचति विमुक्तश्च विमुच्यते । एं-
तद्वैतत् ॥ ॥ १ ॥
हंऽसः शुचिषद्वसुरंतरिक्षसद्धोता वेदिषदति-
थिर्दुरोणसत् । नृषद्वरसदृतसद्व्योमसदब्जा
गोजा ऋतजा अद्रिजा ऋतं बृहत् ॥ २ ॥
ऊर्ध्वं प्राणमुन्नयत्यपानं प्रत्यगस्यति ।
मध्ये वामनमासीनं विश्वे देवा उपासते ॥
॥ ३ ॥

अस्य विस्रंसमानस्य शरीरस्थस्य देहिनः ।
देहाद्विमुच्यमानस्य किमत्र परिशिष्यते ॥
एतद्वैतत् ॥ ॥ ४ ॥

न प्राणेन नापानेन मर्त्यो जीवति कश्चन ।
इतरेण तु जीवन्ति यस्मिन्नेतावुपाश्रितौ ॥
॥ ५ ॥

हन्त त इदं प्रवक्ष्यामि गुह्यं ब्रह्म सनातनं ।
यथा च मरणं प्राप्य आत्मा भवति गौतम ॥
॥ ६ ॥

योनिमन्ये प्रपद्यंते शरीरत्वाय देहिनः ।
स्थाणुमन्येऽनुसंयन्ति यथा कर्म यथा श्रुतं ॥
॥ ७ ॥

य एष सुप्तेषु जागर्ति कामं कामं पुरुषो निर्मिमाणः । तदेव शुक्रं तद्ब्रह्म तदेवामृतमुच्यते । तस्मिँल्लोकाः श्रिताः सर्वे तदु नात्येति कश्चन । एतद्वैतत् ॥ ॥ ८ ॥

अग्निर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव । एकस्तथा सर्वभूतांतरात्मा रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥ ॥ ९ ॥

वायुर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रति-
रूपो वभूव । एकस्तथा सर्वभूतांतरात्मा रू-
पं रूपं प्रतिरूपो वहिश्च ॥ ॥ १० ॥

सूर्यो यथा सर्वलोकस्य चक्षुर्न लिप्यते चाक्षु-
षैर्बाह्यदोषैः । एकस्तथा सर्वभूतांतरात्मा न
लिप्यते लोकदुःखेन बाह्यः ॥ ॥ ११ ॥

एको वशी सर्वभूतांतरात्मा एकं रूपं वहुधा
यः करोति । तमात्मस्थं येऽनुपश्यन्ति धी-
रास्तेषां सुखं शाश्वतं नेतरेषां ॥ ॥ १२ ॥

नित्योऽनित्यानां चेतनश्चेतनाना-
मेको वहूनां यो विदधाति कामान् ।
तमात्मस्थं येऽनुपश्यन्ति धीरा-
स्तेषां शान्तिः शाश्वती नेतरेषां ॥ १३ ॥

तदेतदिति मन्यन्तेऽनिर्देश्यं परमं सुखं ।
कथंनु तद्विजानीयां किमु भाति विभाति वा ।
॥ १४ ॥

न तत्र सूर्यो भाति न चंद्रतारकं
नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ।

तमेव भान्तमनुभाति सर्वं
तस्य भासा सर्वमिदं विभाति ॥ १५ ॥

॥ इति पंचमी वल्ली ॥

---

ऊर्ध्वमूलोऽवाक्शाख एषोऽश्वत्थः सनातनः। तदेव शुक्रं तद्ब्रह्म तदेवामृतमुच्यते । तस्मिँल्लोकाः श्रिताः सर्वे तदु नात्येति कश्चन । एतद्वैतत् ॥ ॥ १ ॥

यदिदं किंच जगत्सर्वं प्राण एजति निःसृतम् । महद्भयं वज्रमुद्यतं य एतद्विदुरमृतास्ते भवन्ति ॥ ॥ २ ॥

भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः ।
भयादिंद्रश्च वायुश्च मृत्युर्धावति पञ्चमः ॥
॥ ३ ॥

इह चेदशकद्बोद्धुं प्राक् शरीरस्य विस्रसः ।
ततः सर्गेषु लोकेषु शरीरत्वाय कल्पते ॥ ४ ॥

यथाऽऽदर्शे तथाऽऽत्मनि यथा स्वप्ने तथा पितृलोके । यथाप्सु परीव ददृशे तथा गंधर्व-

---

१. ॐ ऊ એવો પાઠ છે.

लोके छायातपयोरिव ब्रह्मलोके ॥ ५ ॥

इंद्रियाणां पृथग्भावमुदयास्तमयौ च यत् ।
पृथगुत्पद्यमानानां मत्वा धीरो न शोचति ॥
॥ ६ ॥

इंद्रियेभ्यः परं मनो मनसः सत्त्वमुत्तमम् ।
सत्त्वादधि महानात्मा महतोऽव्यक्तमुत्तमम्
॥ ७ ॥

अव्यक्तात्तुः परःपुरुषो व्यापकोऽलिंगएव च ।
यं ज्ञात्वा मुच्यते जंन्तुरमृतत्वं च गच्छति ॥
॥ ८ ॥

न संदृशे तिष्ठति रूपमस्य न चक्षुषा पश्य-
ति कश्चनैनम् । हृदा मनीषा मनसाभि-
कृप्तो य एतद्विदुरमृतास्ते भवन्ति ॥ ९ ॥

यदा पञ्चावतिष्ठन्ते ज्ञानानि मनसा सह ।
बुद्धिश्च न विचेष्टति तामाहुः परमां गतिम् ॥
॥ १० ॥

तां योगमिति मन्यन्ते स्थिरामिंद्रियधारणाम् ।
अप्रमत्तस्तदा भवति योगो हि प्रभवाप्ययौ ॥
॥ ११ ॥

नैव वाचा न मनसा प्राप्तुं शक्यो न चक्षुषा । अस्तीति ब्रुवतोऽन्यत्र कथं तदुपलभ्यते ॥ ॥ १२ ॥

अस्तीत्येवोपलब्धव्यस्तत्त्वभावेन चोभयोः ।
अस्तीत्येवोपलब्धस्य तत्त्वभावः प्रसीदति ।
॥ १३ ॥

यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः । अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते ॥ ॥ १४ ॥

यदा सर्वे प्रभिद्यन्ते हृदयस्येह ग्रंथयः । अथ मर्त्योऽमृतो भयत्येतावद्ध्यनुशासनम् ॥ १५ ॥

शतं चैका च हृदयस्य नाड्यस्तासां मूर्धानमभिनिःसृतैका । तयोर्ध्वमायन्नमृतत्वमेति विश्वङ्ङन्या उत्क्रमणे भवन्ति ॥ १६ ॥

अङ्गुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा सदा जनानां हृदये सन्निविष्टः । तं स्वाच्छरीरात्प्रवहेन् मुञ्जादिवेषीकां धैर्येण । तं विद्याच्छुक्रममृतं[1] तं विद्याच्छुक्रममृतमिति ॥ १७ ॥

---

१. तं शुक्र એવો પણ પાઠ છે.

मृत्युप्रोक्तान्नाचिकेतोऽथलब्ध्वा विद्यामेतां योगविधिं च कृत्स्नम्। ब्रह्मप्राप्तो विरजोऽभूद्विमृत्युरन्योऽप्येवं यो विदध्यात्ममेव॥ १८॥

सह नाववतु। सह नौ भुनक्तु। सह वीर्यं करवावहै तेजस्वि नावधीतमस्तु मा विद्विषावहै॥ ॥ १९॥

ॐ शान्तिः शान्तिः शान्तिः॥

॥ इति षष्ठी वल्ली॥

॥ इति काठकोपनिषदि द्वितीयाध्यायः॥

॥ इति समाप्ता उपनिषत्॥



## ॥ मंत्राणां वर्णानुक्रमः ॥